# દુનિયાદારીનું ડહાપણ.

પ્રથમ ભાગ.



રચનાર,

દેસાઇ ગોવરધનદાસ ગિરધરદાસ—આસ્તર

નળબજાર મ્યુ. ગુ. સ્કુલ—મુંબઇ.

દોહરા.

હો શ્રીમંતો શેઠીઆ, અરજ કરૂં છું આજ
જન દુરબળ બન્યાં, થશે દિલમાં દાઝ
તમારી સમજીને, કરો ધર્મનાં કામ
પછી શાં કામનાં, દામ, દામને ઠામ
તે વેપાર સૌ, પરદેશીને હાથ
મરીએ આપણે, માટે ભરીએ બાથ
આવે આંખમાં, કેમ ન આવે શર્મ
દેશતણી ચઢતી કરો, એ જ પરમ છે ધર્મ

મુંબઇ.

ધી રોયલ પ્રીન્ટીંગ પ્રેસ,

૧૯૦૪

કીમ્મત ફકત ૪ આના
(દેશોન્નતિના ફંડમાં)

# પ્રસ્તાવના.

આટલી નાની ચોપડીને પ્રસ્તાવનાની જરૂર નથી તોપણ પ્રગટ કરવાનો હેતુ તથા તેની ઉપજની વ્યવસ્થા સંબંધે બોલ લખવા ઉચીત ધારૂં છું.

હું ગરીબ સ્થિતિનો માણસ હોવાથી મારા તરફથી દેશોન્નતિનાં કાર્યમાં જેવી જોઈએ તેવી મદદ મળવી અશક્ય છે પરં તેથી નહિ ગભરાતાં મેં વિચાર કીધો છે કે મારે મારા તન અને મન વડે દેશને ઉપયોગી થઈ પડવું જોઇએ આ કારણથી ચોપડી પ્રગટ કીધી છે અને તેની તમામ ઉપજ દેશનેજ અર્પણ કીધી છે.

આ ચોપડીની વ્યવસ્થા નીચે પ્રમાણે રાખી છે

## કુલ ઉપજનો

$\frac{1}{4}$ ભાગ આપણી વહાલી કોંગ્રેસને અર્પણ કરવામાં છે

$\frac{1}{4}$ ભાગ તા૦ ૩૦-૭-૦૪ ને રોજ આ [illegible] મકાનમાં નામદાર સાહેબ અલી મહમદ ભીમજીના [illegible] ૧૬ માણસની કમિટિ નિમાઇ છે તે કમિટિના કાર્યમાં [illegible]વાના છે

$\frac{1}{4}$ ભાગ ધર્મ હુન્નર અને કેળવણીના ઉત્તેજન તરીકે વાપરવાના છે

$\frac{1}{4}$ ભાગ ગરીબોને અનાજ વસ્ત્ર દવા વગેરે આપવામાં ખર્ચવાના છે ઉપર પ્રમાણે વ્યવસ્થા છે માટે સ્વદેશાભિમાની વહાલા બંધુઓ ઓછામાં ઓછી એક નકલના પણ ગ્રાહકથઈ દેશોન્નતિના કામમાં શક્તિ પ્રમાણે મદદ આપશો

આ ચોપડીની કીંમત ચાર આનાજ રાખી છે તો તેટલીજ કિમત આપવી સાધારણ સ્થિતિના માણસને [illegible] નથી કાંકરે કાંકરે પાળ બંધાય આ કહેવત પ્રમાણે થોડી થોડી ભેટ આપશો તો ઘણી ભારે રકમ થઈ પડશે અને તેથી દેશને ઘણો લાભ થશે

આ ચોપડીના ગ્રાહક થવાથી દેશી બંધુઓને સ્વાર્થ અને પરમાર્થ બંન્ને પ્રકારનો લાભ છે પરમાર્થતો ઉપર બતાવ્યો તેજ છે

સ્વારથ એજ કે આ ચોપડી [illegible] થી દુનિયા કેવીછે તથા દુનિયાના જુદી જુદી પ્રકૃતિના લોકો સાથે કેવું વરતન રાખ વાથી સુખ થાય તે સંબંધી તથા રાજા, ગુરૂ, માતપિતા, શિક્ષકો, અને સ્ત્રી એઓએ કેવું વરતન તજી કેવું વરતન રાખવું જોઈએ તે સંમ્બંન્ધી મારા જાતી અનુભવ પ્રમાણે ટુંકામાંપણ રસીલી ભાષામાં વરણન કરેલું છે તેનો લાભ મળવાનો છે

હું કંઈ પ્રવીણ પંડિત કે મોટો કવિ નથી પરંતું મારા મનમાં જે વિચાર આવ્યા તે કવિતા રૂપે બહાર પાડયા છે અને તેમાંથી મદદ મેળવી દેશને લાભ આપવો એવા હેતુથીજ આ ચોપડી છપાવી છે

તેમાં અનેક પ્રકારના દોષો હશે પરંતુ તે દોષો તરફ દ્રષ્ટિ નકરતા તમારા લાભનું હોય તેટલુંજ ગ્રહણ કરશો તો મારો પરીશ્રમ સફળ થયો એમ હું સમજીશ

લી૦ આપનો કૃપાકાંક્ષી સેવક

દેસાઈ ગોવરધન ગિરધરદાસ

માસ્તર નળબજાર મ્યુ. ગુ. સ્કુલ-મુંબઈ

## સુમને સાટકો.

### સવૈયા અત્રીશા

જોગી જનો જઈ શું કરશે વળી, જ્યાં સઘળા જન ભોગીવસેછે
સહુ સુધારો કેમ થશે જ્યાં, ભડકણ થઈ કુતરાંજ ભસેછે
સદવકતા જન શું કરશે જઈ, હાંસી કરી જન મુખ હસે છે
ગોવરધંન કહે કવિ કિંમત કેમ થશે જ્યાં સુમ વસેછે
જે જન ભાજી નિત્ય જમે, મીષ્ટાન તણો શુભ સ્વાદ શું જાણે
જે જન સ્વારથમાં સપડાયો, તે પરમારથ નહિજ પિછાને
જે જન મિથ્યા માની બને, વળી તે સદ ભાષણ શું જ
ગોવરધંન કહે કવી કાવ્યો, સુમજનો મનમાં નવ આણે

## ઝુલણું.

કમળની કળીઓ જે એકઠી કરેલી હોય
ભમરાજી ભોગી વિના, કોણ તેને સુંઘશે
બાજીગર તણી વલી બુજ જાણનાર વિના
તાળીઓ પાડીને વલી કોણ તે ખુશી થશે
કાગડાના રૂપમાંહી મન જેનું મોહી રહ્યું
પોપટને પાળી સારા બોલશું શીખાવશે
વદે છે ગોવરધન, કાવ્યની કીમત વિના
ગુણહીણા ગાંડીઆતે, એહી બની ઊંઘશે

## મનહર.

મુરખાની નાની મોટી સભાઓ ભરાઇ હોય
આતુરની ચાતુરી તે કોણ ચીતમાં ધરે
બ્હેચરાજી માતા તણા હીજડા જ્યાં બેઠા હોય
ગુણકાઓ ગાન વિના તરત પાછી ફરે
લંગોટીઆ, ઘાંણુકાને, ઘાટીને વૈરાગી વસે
તેહ તણા વાસમાંહી, ધોબીઓ ભુખે મરે
વદેછે ગોવરધન, સુમની સભાની માંહી
ઉતમ મતીનાં કાવ્ય કવીઓનો
કાચ તણા ગ્લાસ અને હાંડીઓ ઝુમર જોઇ
નાદાન જે બાળકોતો તેને ફોડી નાખશે
હુન્નર કળાઓ અને શાસ્ત્ર જાણનાર મળે
તોય પણ ભુંડા તેની સામે ભુંડું ભાખશે
જ્ઞાની ને વઇરાગી ગુરૂ બ્રહ્મમાં ગુંથાઇ રહ્યા
લોભીઆને બોધ કરે ઝટ ખોટું લાગશે
વદેછે ગોવરધન સુમ અને સ્વારથીઆ
કવીયોનાં કાવ્ય તેતો કિમ હૃદે રાખશે

પ્રકરણ પહેલું.

# પ્રભુ પ્રાર્થના

વસંત તિલકા વૃત્ત.

---

વિશ્વેશ્વરા સુવદને વિગતે વખાણું,
વિખ્યાત જુક્તિ જગમાં અકળિત જાણું,
બક્ષો રસિક રસનાપર વિદ્વતાને,
સિદ્ધિ સુકાર્યતણી સર્સ રિતે થવાને,
સસ્નેહ દાસ તુજને દિલથી વિચ્યારે,
તારી સદા જગતમાં કીરતિ ઉચ્યારે
મારી વિનંતિ ધરજો હરનીશ ધ્યાને
સિદ્ધિ સુકાર્ય તણી સર્સરિત થવાને ૨
દીસે ગતિ ગહન તાહરી વિશ્વપાળા
સ્તુતિ ઉચ્યારૂ ઉર પ્રેમ ધરી દયાળા
પાપી પ્રજાળિ પ્રભુરે અરપો કૃપાને
સિદ્ધિ સુકાર્ય તણી સર્સ રિતે થવાને ૩
તારી કૃપાથી જનનાં વિઘ્નો વિરામે
તારાં વખાણ કરી લોકન પાર પામે
ડાહ્યા દયાળુ ધરજો દિલમાં દયાને
સિદ્ધિ સુકાર્ય તણી સર્સ રિતે થવાને ૪
ટુંકી મતિ થકી પ્રભુ કવિતા ઉચ્યારી
તારો સુ ભક્ત બનવા નથી શક્તિ સારી
પાપી હું દાસ ગોવરધન તું પ્રતાપી
ટાળો કુબુદ્ધિ પ્રભુરે સદ્ વૃત્તિ આપી

મુરખસેં માન કહો, પાપીઓસેં પ્રેમ કહો,
ભુંડાઓસેં ભેદ કહો, ભાખીએ હી ભાખીએ,
ગર્જે જહાં મુલ કહો, ભોળાકી ભૂલ કહો,
કેકૂ ચીજ સ્વાદ કહો, ચાખીએ હી ચાખીએ,
ગોવર્ધન ગાનપર, કાન ધરી માન ભાઈ
શાંખણીના બોલ કહો, સાંખીએ હી સાંખીએ. ૧૫

દોહરા.

પહેલા પોતે સુધરી, સુધારો સંસાર,
સુધરેલો ચપ્પુ બળે, સુધરે કલમ હજાર, ૧૬
પોત પોતાના મનમાં, મોટા સર્વ મનાય,
ગાંડાને ગાંડો કહો, તો પણ લડવા થાય, ૧૭
ડા"પણ બહુ કરવા થકી, સુધરે નહિ સંસાર,
જુકતિથી સમજાવીએ, લાગે દિલ લગાર, ૧૮
દુરજનિયાને દુઃખ પડે, તેમજ ડાહયો થાય.
દાળ કઢી જેમ ઉકળે, તેમજ સ્વાદ ગણાય. ૧૯
કપટી જન કાંટા સમો, દુભે સજ્જન દેહ,
દૂર થવું કે દુભવો, એમાં નહિ સંદેહ, ૨૦
અંજાશો નહિ રૂપમાં, ગુણ થકી પરખાય,
ઈંદ્રવારણાં ઓપતાં, તેને કેમ ખવાય, ૨૧
જયાં જઈને રે બેસીએ, ત્યાં તેવું ફળ થાય,
અડતાં કાળા કોયલા કપડું કાળુ થાય, ૨૨
ઘણા મળ્યા જ્યાં ઘાતકી, ડાહ્યા જન ડંડાય
મુર્ખોના ટોળા મહી, કવિયો મૂર્ખ મનાય, ૨૩
કબજ કરયો નહિ ત્યાં સુધી, નઠતો રહે નાદાન,
નાથ્યો નહી જો ચાખડો, નિત્ય કરે તોફાન, ૨૪
દુનિયા છે સૌ ડોલતી, તર્ત કરે નહિ તોલ,
જ્યાં જેવો સંગી મળે, બોલે તેવો બોલ, ૨૫

## કવિત.

### ચુડીઓ કોને પહેરાવવી

દિલમાં ચાહયો ન દેશ, અંતર નથી આવેશ,
સ્વાર્થમાં રહે હમેશ, બોધ શું બતાવીએ,
મારો દેશ મારી ભુમિ, અને મારા બંધુજન,
એવા ઉદ્ગારવિના, વિદ્યા ન વખાણીએ,
નાત જાત અને પંથ, માટતો લડાઇ કરે,
ખાવામાંજ ખુશ, તેને થપ્પડો લગાવીએ,
વદેછે ગોવરધન, ઉન્નતિની ઇચ્છા નહિ
ચાલો એવા બાયલાને, ચુડીઓ પહેરાવીએ ૨૬
દેશના ઉધ્ધાર માટે, મથન કરેજ નહિ
વિદ્યા સદ્ગુણવિના, વેગળે સિધાવીએ
દેશના કલ્યાણ માટે, સત્યના પ્રમાણ માટે
મુરખાને વારે વારે, આપણે મનાવીએ
દેશ માટે અરે ભાઈ, વાપરે ન એક પાઈ
ગુણ હીણા ગધેડાને, કેમરે વધાવીએ
વદેછે ગોવરધન, દેશ દાઝ દિલ નહિ
ચાલો એવા બાયલાને, ચુડીઓ પહેરાવીએ ૨૭

### શુરવિર નરે કોને કહેવાય તેવિષે

કાયા જો કપાઈ જાય, લક્ષ્મીરે લુટાઈ જાય
થવાનું તે થાય તોય, ધૈર્યપણું ધરે છે
દેશ પારે દંડ થાય, ફાંસીનીમાંહે ફસાય
સંકટમાં નથી સ્હાય, તોય ધાર્યું કરે છે
અતિ અપમાન થાય, કદી વનમાં કુટાય
તોય પણ આંખે, દેશ દાઝ આંસુ ભરે છે
વદે છે ગોવરધન, ધન્ય શુરવીરજન

સ્વદેશના હિતમાટે, હિમ્મતથી મરે છે ૨૯
કામતો હોએ અપાર, વખત નહિ લગાર,
ખચે નહિ પાઈ ચાર, તોય નહિ ડરે છે,
દ્રવ્યતો નથી અપાર, વિઘ્નતો હજાર ચાર,
તોય વાર વાર દેશ, કાજમાં વિચરે છે.
સ્વાર્થ તો નહિ લગાર, ગણે છે સઉ ગમાર,
તોય તંન મંન ધંન, અર્પણ તો કરે છે.
વદે છે ગોવરધન, ધન્ય શુરવિર જન,
સ્વદેશના હિત માટે હિમ્મતથી મરે છે.

## કવિત.

### દેશનો ઉદ્ધાર કરનારૂં વહાણ કોણ ડુબાવેછે.

બાર વાર બોલાવે તો, આંખ ઉંચી કરે નહીં
મુછમાં હસીને, મિથ્યા માન મંન લાવે છે
પ્યાર જો બતાવીએ તો, ઉલટા અકકડ થાય,
જ્ઞાનમાં ગમાર પણ, સફાઈ બતાવે છે.
તર્કટ ઉભાંજ કરે, ખાલી ખુસામત કરે.
અડાવીને જુઠી વાત, લોકને હસાવે છે.
વદે છે ગોવરધન, એવા અભિમાની જન
દેશના ઉધ્ધાર, તણું વહાણ તો ડુબાવે છે ૩૦
દેશ તણી દાઝ નહી, ઉપકારી કાજ નહીં
માન માટે ડાહયો થઈ, બોધ તો બતાવે છે
જ્ઞાની ગુણવાન તણી, ભુલ કાઢવાને અર્થે
જુઠાં મૂકી આળ, અને ફજેતી કરાવે છે
બીજાની બહાદુરી જોઈ, મનમાં બળાપો કરે
ડોળ દેખાડી ઘણો, ભોળાને ભમાવે છે
વદે છે ગોવરધન, એવા અભિમાની જન
દેશના ઉધ્ધારતણું, વહાણ તો ડુબાવે છે ૩૧

## દોહરા

સ્વારથ હોયે જ્યાં સુધી, સર્વ આપણું થાય
પણ જ્યારે પડતી દશા, જોતાં નાશી જાય ૩૨
મળતાં મિલકત સર્વ તે, મનમાં બહુ મકલાય
પાણી ભરતાં ભોટવો, ભગ ભગ ભગ ભગ થાય ૩૩
શાણા જન સાચા ગુણો, સંગ્રહ કરશે સાર
સુપડું સારૂં રાખશે, બગદો કાઢે બા''ર ૩૪
કામ પડે નહીં જ્યાં સુધી, સારા સૌજ બણાય
કૌવચને તો અડકતાં, ખાલ ઉખડી જાય ૩૫
સમા પ્રમાણે બોલીએ, સદા માન સચવાય
મરણ સમે કુટે રડે, ગિત લગનમાં ગાય ૩૬
પડિયા કબજે પરતણે, જુકિતથી છુટાય
પથ્થર બળીઆ હાથ તે, ફળ વિણ કેમ કઢાય ૩૭
જેનો જેવો સોબતી, તેની તેવી ચાલ
ઠંડું જળ ઉનું થશે, ધરશે અગ્ની જ્વાળ ૩૮
આગુ સુખ મળ્યુ તહાં, ગરીબ કેમ ગણાય
માંકણ ચાંચડ મચ્છરો, કરડી ખાયે કાય ૩૯
મોટાના મેળાપથી, નબળો, સબળો થાય
ખીલા જોરે કુદતાં, વાછરડાં કે ગાય ૪૦
શ્રિમંતનું સઉ માનશે, અવળું વદ અપાર
દરીદ્ર સાચું બોલશે, તોપણ ગણે ગમાર ૪૧

### કવિત

### ખાસડાં કોને મારવાં જોઇએ.

મફતનું ખાણું ખાવા, શોધે જે હરામખોર
પાખંડી જે પુરો દૂધ તજીને દારૂ પીએ
ખટપટ કરે ખેલ, મનમાં ઘણો છે મેલ

બાપડા ગરીબને તો, દુઃખ દેતાં નહી બીએ
પારકો સુજશ જોઈ, આંખમાં તો રાઈ પડે
મિથ્યા અભિમાની થકી, હઈડા માંહી હારીએ
વદે છે ગોવરધન, એવા એવા નીચ જન
મુરખાઓ શોધી કહાડી, ખાસડાં તો મારીએ ૪૨

કવિત

ઘણા ગુણવાન તજે માનતો શરમ નહિ
મંડયો રહે માની જુઠ જાણીને જુગારીએ
અન્યાઈ જે આડુ બોલે તોલમાંતો ઓછું તોલે
છાનું રાખવાનું બોલે એવો અવિચારીએ
જુઠાં જુઠાં આળ મૂકે ખોટા દાવમાં ન ચૂકે
શિક્ષા સાંભળે ન તેને કેમકરી વારીએ
વદછે ગોવર ધન દુષ્ટ એવા દુરજન
મુરખાઓ શોધી કહાડી ખાસડાં તો મારીએ

કવિત

પત્થરની સાથે કોને પછાડવો.

કુપુત્ર કઠોર નાર જુઠો જે બતાવે પ્યાર
જ્ઞાન વિના જેનું ચિત્ત ચોટાઉ ગુમાનીએ
મુરખાઓ મિત્ર અને સ્વારથીઓ ભાઈ મળે
વળી જે કુચાલી ચિત્ત ચોટયું જેને ચાડીએ
ઠગુ ઘણાં નગીનેશ બબાળા કર્યા મા બેશ
મનમોકળું ફકત જેનું લાડી ઘોડા ગાડીએ
વદેછે ગોવરધન એવાતે અભાગીઆને
પત્થરની સાથે ઘણું જોરથી પછાડીએ ૪૪

કવિત

ડાઘ્યા ક્રુર દવા

મોઢે મીઠું બોલે પણ મનમાં કપટ રાખે
જ્યારે જ્યારે આવે ત્યારે તેતો સ્વાર્થ સાધવા
ભીડ પડે ભાગી જાય, અપમાને ખુશી થાય
ફોસલાવી ખાય આવે ફંદમાં ફસાવવા
છાનીવાત બહાર બધી ચુપકીથી ચોરી જાય
પત્નિ પાસે બેસે ઉંધી વાત સમજાવવા
વદેછે ગોવરધન એવા દુષ્ટ મિત્ર તણા
ડોળા ફોડી નાખી જીભે ડામ દેવડાવવા

કવિત.

**કેવાં મિત્રો આવવાથી ઘર શોભે છે.**

વાત દિલની કેવાય, સંકટમાં સહાય થાય
મતિજો મુંઝાય ત્યારે, સુબોધ બતાવે છે
સ્વાર્થતણી આશ નહિ, ઝાઝો વિશ્વાસ જડી
દોષ માફ કરી ગુણ, મનમાંહી લાવે છે
આવી પડી આફતો, ઉગારવા તૈયાર થાય
શત્રુઓના સૈન્યનેતો, હીમ્મત હઠાવે છે
વદછે ગોવરધન, એવા સાચા સ્નેહિ જન
સારા ભાગ્યે આવી, સૌનું આંગણું શોભાવે છે ૪૬

**દોહરા**

નહિ દીઠું તે દેખશો, છેકજ છાકી જાય
મેઘ મળે જ્યારે વળી, મેડક બહુ મલકાય
નાનો જન નિર્માલ્ય પણ, દાવપડે ફુંખાય

શીંછુડાના ડંખથી, કંપે સૌની કાય ૪૮
માનીરીઝે માનથી, લઇ લાંચીઆ લાંચ
ચિત્ત જોઇને ચાલીએ, આવે નહિ કદી આંચ ૪૯
જેને જે અનુભવ રુછ્યો, તેનાથી તે થાય
પંડિત પુરો હોય પણ, ગાગર કેમ ઘડાય ૫૦
આપ આપના ઠામમાં, ઝાસુજોર જણાય
મોટાહોયે મ્હારથી, મવરો તાણી જાય ૫૧
કપટી કુડા લોકનો, કરનો નહિ વિશ્વાસ
વાઘ વરૂના વાસમાં, જીવ્યાની શી આશ ૫૨
બુરાસાથે બોલતાં, ઉલટી હાની થાય
કાદવમાંતો કાંકરો, નાખે સૌ છંટાય ૫૩
હુન્નર હોય હજાર પણ, તેથી ન રહે ટેક
પેટતણી પિડા ટળે, સાચો ઉદ્યમ એક ૫૪
હલકા સાથે હેતતે, અંતે હાંસી થાય
વાંક થકી હો વેગળા, તોપણ વાંક ગણાય ૫૫

કવિત્ત

સુપડું તો સમજીને, સારી રીતે સાર ગ્રહે
દુર દુર દેખાય તેનેજ દુર નાખે છે
ચારણી તો ચુકી વળી, ચતુરાઇ ચિતમાંની
નઠારી નઠારી ચીજ, નિજ માંહી રાખે છે
તેમ તે સજન સાર, સારનો વિચાર કરી
સારા સારા ગુણ તણો સ્વાદ રૂડો ચાખે છે
કહે છે ગોવરધન, અભણ અજ્ઞાની જન
તજી સારા ગુણ, અને દુરગુણ રાખે છે

કવિત્ત

કેવું વચન બોલવું તે વિષે

વદવું સુવેણ શુભ ચિત્તમાં વિચાર કરી
જેમ વઇદરાજ રોગી તણી રગ જુએ છે

જેને જેવો રોગ હોય, તેને તેવી દવા દઈ
ખરેખરો ખાર તજી, દુઃખનેજ ખુએ છે
તેમ જેવું વદવાથી, જેને જેવું પ્રિય લાગે
સજ્જનો તે ઉચરીને દ્વેષ વેર ધુએ છે
વદે છે ગોવરધન, જગતમાં પ્રેમી જન
અતિ પ્યાર મેળવીને, સુખ થકી સુએ છે ૫૭

## કવિત્ત

### ગુરૂ અને નાવનું મળતાપણું. નાવ-(વહાણ)

સદગુરૂ અને નાવ સાથ, સરખાવી જુઓ
સમુદ્રમાં તારવાનું, પોતે દુઃખ સહે છે
ચુંબકની સોય જેમ, ઉત્તરમાં રહે ભાઈ
તેમ સાચો સદગુરૂ, ઉત્તરમાં રહે છે
સ્થિર ગતી ચાલે નાવ, સઉને તો સુખ પડે
સુખ રૂડું પામવાનું, સાચો ગુરૂ કહે છે
ગાબડું પડેલું નાવ સર્વને બુડાડે ભાઈ
બુડેલો વિષયી ગુરૂ સર્વને બુડાડે છે ૫૮

## કવિત્ત

ગુરૂ મારા શાણા તમે સદ બોધી હીસો દેવ
ભલાં ભલાં શાસ્ત્રનો સુબોધ મને ભાવે છે
દ્રવ્યના લોભી થયાને, દયા દિલ થોભી નહીં
ભ્રમણા બતાવી ભુંડા બ્રાહ્મણો ભમાવે છે
મોટા મોટા પાઘ મેલ, મોટો છું પંડિત જાણ
હેતુઓ નહીં જણાવે સ્વાર્થનું ખતાવે છે
વદે છે ગોવરધન. સદ ભાગ્યે આવી મળે
સદગુરૂ સાચો તે સુબોધ સમજાવે છે

### સવૈયા

જ્ઞાન અને વૈરાગ્ય સજી અભિમાન તજી અપમાન સહે છે
લાલચ-માં લપટાય કદી નવ પર ઉપકાર મહીં વીચરે છે
શાંત રહે એકાંત રહે અતિ યોગ તણો અભ્યાસ કરે છે
હાસ્ય તજી બહુ ક્રોધ તજી દીનતા ધરી સત્ય વચન ઉચરે છે
બેસ કરે જન જાત વિષે ઉપદેશ નીતિ ઉરમાં અતિ ધારી
સ્વાર્થ તજી સદ્ કૃત્ય કરે સત ધર્મ ધરે અતિ ચિત્ત વિચારી
સંકટ સુખ સમાન ગણે પ્રભુની ભક્તિ અતિ પૂરણ પ્યારી
ગોવરધન નમો સઉ સજ્જન તે સદ્ ગુરૂને વારંવારી

### સવૈયા

### નઠારા ગુરૂનાં લક્ષણ

ચાલ કુચાલ ધરી ચિતમાં; વળી પાપ અમાપજ જેહ કરે છે
સ્વારથ સાધ્ય કરે નીજનું, ઉપદેશ મુખે ઉલટો ઉચરે છે
ધીક ગણો તમ તે ગુરૂને, અસથું ધન તો પરનુંજ હરે છે
ગોવરધંન કહે શિષ્યને ગુરૂ, એ જણ તે નરકેજ ડરે છે ૬૧

### કવિત

### ધર્મનો જરૂર શા માટે છે.

જો કદાપી પાપી થઈ, ધર્મને તજેજ સઉ
જગતમાં અતિ અંધા ધુંધી વળી જાય છે
સત્ય હજુ છેજ થોડું, જો કદાપી નાશી જાય,
વિશ્વાસ વિનાશ અને ફાટફુટ થાય છે
જો કદાપી સઉ ભાઈ પાપને ગણેજ નહી
ત્યારે ચોર ચાડીઆ તો અતીશે જણાય છે
દયાને, અંકુર જયારે દિલમાંથી દુર થાય
જગમાંથી અનેક પ્રાણીના પ્રાણ જાય છે ૬૨

## દોહરા

પૈસો પાપ કરાવતાં, પૈસાથી પૂજાય
ખમા થશે શ્રીમંતને, ગરીબ ગોથાં ખાય ૬૩
અનુભવ વિના આપણે, કરવું નહિ કોઈ કામ
સંપત તો નહિ સાંપડે, ઠરશો નહિ કો ઠામ ૬૪
જેને જરીએ લાજ નહિ, નાનું તેને રાજ
ફાવે તેવું બોલવાં, થાય રાજનું છાજ ૬૫
જ્યાં જેની છત છે ઘણી, ત્યાં તેનું નહિ મૂલ
સાતરૂપિએ શિક્ષકો, કેવી ભારે ભુલ ૬૬
મોટાજન આગળ ઘણા, ગરીબ નીચ ગણાય
મોટાનું મ્હો તોબરો, આંખો અકડઇ જાય ૬૭
કાયા કસીને જો પ્રથમ, વળગો ઉદ્યમ સાથ
સૌપર પ્રેમ પૂરો ધરો, સર્વ આવશે હાથ ૬૮
પૈસોપણ પરમાર્થ નહિ, હોદ્દો પણ નહિ હામ
મીઠા પણ કપટી જનો, નવલ્યો તેનું નામ ૬૯
માની જ્ઞાની જનતણી, મશ્કરીમાં મકલાય
કેજ હલકો પાડવા, અતિશય કરે ઉપાય ૭૦

## કવિત

### મિથ્યા ભિમાની તાબાના માણસપર જુલમ ગુજારે છે
### તે વખતના તાબાના માણસના ઉદ્દગાર

પાણીમાંના પોરા કહે, પ્રભુજી પોકાર સુણો
ડેડક ડેડક કરી દડકાં ડરાવે છે
ભાવથી હું ભલુવેણ, જરી ભાખવાને જઉ
ગાડામાં અણીને મને નિત્ય ગભરાવે છે
પોતે બોલ્યા તેતો જાણે, પ્રત્યક્ષ પ્રભુજ બોલ્યા
હયામાં નકામી હઠ ધરીને હરાવે છે
વદેછે ગોવરધન, નાનાનું નકામું ગણી
માની બની મોટા, પોતે મૂછ ફફડાવે છે ૭૧

## કવિત

ફક્ત શરીરની ઉંચાઈ કે ધનના ભંડારથી
માણસને મોટો કહેવાય નહિ.

નાનો અને મોટો ભાઈ, સ્વરૂપથી નહી જુઓ
ગુણ અને જ્ઞાન જોઈ, તમે તુલના કરો
નીતિ સાથે કેવી પ્રીતિ શાસ્ત્રમાં શ્રદ્ધા છે કેવી
કૃત્ય ને વ્યવહાર જોઈ સાચું સર્વ ઉચરો
જંગલના તાડ જોઈ જંખના શું વ્યાપી રહી
કેવડા ક્વચિત જોઈ તે પરે પ્રીતિ ધરો
વદે છે ગોવરધન સારનો વિચાર નહી
જાણોને અસાર ભાઈ તેહને પરહરો. ૭૨

## કવિત

કાળમાં ન્યાય નીતિ અને ધાર્મિક દ્રષ્ટિ જતાં
રહ્યાં છે તે વિષે

ન્યાય તણો અર્થ મેરૂ ડુંગરની પાર ગયો
તેહ તણો અર્ધ કેરા અન્યાય તો આવીઓ
સતિ બેન નીતિ હુંતા, ન્યાયતણી પાછળ ગઈ
અન્યાય અનીતિ રૂપ, શંખણીને લાવીઓ
અમી દ્રષ્ટિ હુંતી બેન, ઇંદ્રપાસે જતી રહી
બ હેતો ખવીસ તણો વેશ ભજવીયો
વદે છે ગોવરધન, અંધારૂં છવાઈ ગયું
દુરાચારે ડગ ડગ, ડંકો વગાડીયો ૭૨

## કવિત

### દુરજનનાં લક્ષણ

દુરાચારી જન ભાઈ, મોઢે મીઠું બોલે પણ
કાતરા પડેછે જેમ તેમ, મુળાં કાતરે
લઢાઈ કરાવે પણ, સમાધાન કરે નહિ
દરજીની પેઠ તેતો, આડું આડું વેતરે
ધુતવાના ઢોંગકરે ભોળી બાઈ શોધી કહાડી
છાના છુમંતર આપી તેહનેજ છેતરે
વદેછે ગોવરધન ઉપદેશ આપો ત્યારે
હાજી હા કરીને પછી કરતો હોય તે કરે ૭૪

## કવિત

### વખતનો ઠપકો

અરે સમા તુંતો આજ, આકળોરે કેમ થયો
ભાઈ ભાંડું સગાંમાંહી, વેરતું કરાવે છે
ખેતી અને વેપારની કેમ પડતીજ કરી
ફીકા ચ્હેરા કરી સૌનાં મન ગભરાવે છે
સારા ગુણવાન તણી બુજ જાણનાર નહી
પાખંડીતો પાખંડીનો ધર્મ પ્રસરાવે છે
વદેછે ગોવરધન જ્ઞાનીને ગણે ન કોઈ
દુરાચારી ઠેડકાનો દાવ અહીં ફાવે છે ૭૫

## કવિત

### વખતે આપેલો જવાબ

સમો કહે મારી વાત એક તમે સાંભળોને
અદેખાઈ લોભ પેઠા ક્યાં માંતિ કરાવુ રે
ઉદયોગ તજીને ભાઈ આળસનો કીડો વ્હોર્યો

શરીરને લઠ્ઠ કરી શીરીતે શોભાવું રે
વિચાર તજીને ભાઈ ગુમચઇ ગપ્પાં મારે
પાખંડી ધરમ હું તો શીરીતે તજાવું રે
વદેછે ગોવરધન વાંક નહિ સભા તણો
આળસ હરામી તણો વાક હું જણાવું રે ૭૬

## કવિત

### પાઘડી નકામી નથી તે વિષે

સુણો સુણો શાણાજન પ્રેમલાવો પાઘડીનો
પાઘડી અમુલ્ય પુરી પ્રેમદા વડી વડી
પુરી પુરી કીમતની પાઘડી ગણોજ વળી
થાય કાર્ય સિદ્ધિ ઓતો તેથકી વડી વડી
સાન વાન ગણીદાન માનનું આપીજ સકે
ઉરમાંથી ઉલટું ઉચરીએ ન આઘડી
વદછે ગોવરધન સમજીને સહુજન
આ ઘડી અવરથા ગુમાવશો ન પાઘડી ૭૭

## દોહરા

આંદાં શોધે ચાડિયા, જ્ઞાની શોધે જ્ઞાન
હલકો જન હોદ્દે ચડે, થાય ઘણો મસ્તાન ૭૮
દુર્જનને રીઝાવવા કરીએ કોડ ઉપાય
અક્કડ થઈ ને આરડે, ઉલટો લડવા ધાય ૭૯
મિથ્યા ઢોંગી જાણીએ, ઉપરથી ઢમઢોલ
જ્યાં ત્યાં માથાં મારતો, અંદર પોલંપોલ ૮૦
મૂર્ખ કરી અપમાનને મનમાં રાજી થાય ૮૧
જોર ન ચાલે જયાં કદી, ઝટપટ નાશી જાય ૮૧
સ્વારથ માટે સૌજનો, પરનાં કરે વખાણ

અરજ મટે સટકી જશે, હસતાં કરશે હાણ ૮૨
ગંડક જન હોદ્દે ચડે, કાનખરા નહી સાન
ખટપટિયા જન ખેલશે, ગદડાશે ગુણવાન ૮૩
જયાં ત્યાં હું તો જોઉં છું, ધુતારા અખધુત
મનમાં ઝાઝેઃ માલ નહી, ચગાવે તુતે તુત ૮૪
ધનીઆને ત્યાં સદગુણી. જાય ગરીબ ગુણવાન
લાભ કદી પામે નહી, પણ બનતો નાદાન ૮૫
દુરજન સાથે કો નહી કરો વેર કે પ્રીત
સલામ કરવી દુરથી, ગાજો ગમતાં ગિત ૮૬

## કવિત

### પરણવા કરતાં કુવારૂ કયારે રહેવું સારૂ છે.

કઢંગી કુભારજાને, ફૂવડ જે નારી દિસે
અતિ જેહ કંથનો તો આત્મા દુભાવે છે
કુબુદ્ધિ કઠોર અને, જ્ઞાન તણુ ભાન નહી
વૃથા વૃથા કલેશ કરી, કંથને સતાવે છે
આળસુ હઠીલી, અને વિવેક વિચાર નહી
વળી જેહ દુઃખ રૂપી મેહ વરસાવે છે
વદે છે ગોવરધન, બાળો એ પરણવાને
ભલું તે કુંવારૂં રે'વું એવું મને ભાવે છે ૮૭

## કવિત

### કેવી સ્રીને તજવી

શુધ્ધ પ્રેમતજી અને નકામા કંકાસ કરે
પરણ્યાને પીટયો કહી નિત્ય ધમકાવતી
ધંધો નકરે લગાર ધણીને કરે ખુવાર
કચઠીને દાંત સદા બાળ કકળાવતી

પારોશીની સાથે સદા હટવા ધસીને જાય
નિંદા અને કેણાં મારી સુખ મલકાવતી
વદેછે ગોવરધન એઈ રાંડ શંખણી એ
છુટા છેડા કરી એની લઈહયોને પાવતી ૮૮

કવિત

કેવી સ્ત્રી સાથે પરણવામાં સુખ છે

પુરે પુરો પ્રેમદા જે પ્રેમલાવી કંથપર
કંથના હુકમ જેહ ઝટ ઉર ધારે છે
ચાલાકીને ચાતુરીતો દીસે જેના કામમાંહી
મીઠી મીઠી વાણી જેહ મુખથી ઉચારે છે
વિદ્યામાં પ્રવીણ અને લાજ મરજાદ વાળી
પડે કાંઇ કષ્ટ ત્યારે પોતે મન મારે છે
વદેછે ગોવરધન જો મળે નારી સુજન
પરણવામાં સુખ કવિ એમતે પોકારે છે ૮૯

કવિત

વશ કરવાનો ઉપાય

નારે ભાઈ નારીનેતો મારવાનું કેંતો નથી
મારવા થકીજ તે નઠોર બની જાય છે
સારીવાત સમજાવી પુરે પુરો પ્રેમલાવી
માયાળુ સ્વભાવ થકી નારી વશ થાય છે
રસ ભરી વાત કરો ચિતમાં અસર થાય
જે થકી પોતાને પુરો પ્રેમરસ પાય છે
વદેછે ગોવરધન વિદ્યા અને પ્રેમભાઈ
નારીઓને વશ કરવાના એ ઉપાય છે ૯૦

## કવિત

### કડુ વચન પણ લાભકારી હોય તો ગ્રહણ કરવું.

કહે કોઈ વચન તો ક્યારનું અકાર ભાઈ
સ્વાદવાળુ હોય તો, તેનેજ સાંચી રાખવું
ટળીને અલાભ લાભ વાળુ જો જણાય કદિ
કડવું વચન તોય, દિલમાંજ દાખવું.
જેમ કોઈ કારેલીથી કારેલાં ઉતાર્યાં હતાં
કડવાં અપાર તોય, શાક તો સારૂં હતું
વદે છે ગોવરધન, સાર શોધીને સજન
કટુ પણ લાભનું તો ઉરમાં ઉતારવું ૯૧

## કવિત

### અસ્થિર ચિત્તવાળાની સ્થિતિ.

જેનું મન ચાક પેરે, નિત્ય ચગડોળે ચઢે
કાંઇ કામ સુજે નહી, ધુંધવાતો તે ફરે
પાસે કાંઈ પડ્યું હોય, તેહ તણું ભાન નહી
બોલાવે જો કોઈ કદી નહી તે કાને ધરે
ભાવથી તે ભાઇ વળી, કરવાને કાંઈ જાય
સ્થિર ચિત્ત નહી માટે, ઉલટું તેતો કરે
વદે છે ગોવરધન, રાખો મન સ્થિર ભાઈ
સ્થિર ચિત્ત રાખવાથી કારજો સઉ સરે ૯૨

## કવિત

### આયલો કોને કહેવો.

ઢાલ તરવાર બાંધી જમૈઆ ખોસીને જાય
મોટા મોટા થેલા રાખી, મસતમાં ફરે છે

તોપોના ધડાકા થાય, ત્યારે પાછા ફરે તેહ
ઘુંગામાં સંતાઇ અને દુશ્મનથી ડરે છે
ધીક એની મૂછનેતો, પાઠા તણું પૂછ જાણો
સાચો હથિયાર લેતાં અંગ થરથરે છે
ગાય છે ગોવરધન, જાય છે સુજશ ટેક
જગતના જન તેને ખામલા ઉચ્ચારે છે ૯૩

## દોહરા

ગરીબ બિચારા વાણિયા અને ગરીબડાં ઢોર
તેપરતો અભિમાનીનું જબરૂં ચાલે જોર ૯૪
આથાના મળવા મુકી ચાલે સિધો દોર
નબળા ધણીનું રાંડપર જબરૂ ચાલે જોર ૯૫
જ્ઞાનીને ધુરકાવતાં હઠે ન હરામ ખોર
મનીને ઉંદર પકડતાં જબરૂં ચાલે જોર ૯૬
કપટી કાળા કરમના વળી ચુંગલીયા ચોર
સજ્જન ઉપર તેમનું જબરૂ ચાલે જોર ૯૭
સીધે રસ્તે નહિ કદી ચાલે હરામખોર
આડું અવળું ભરવવા જબરૂ આવે જોર ૯૮
શઠ સાથેતો શઠ થવું દુનિયાનો આચાર
તહાં પ્રપંચી જનનું ચાલે નહિ તલભાર ૯૯
વાઘ શિયાળવાં ઉપરે ધુરકે વારે વાર
પણ મોટા સિંહો મળે ચાલે નહિ તલભાર ૧૦૦
ખેતરમાંના કાતરા રમાડતા નરનાર
પણ મોટા મણી ધર મળે ચાલે નહિ તલભાર. ૧૦૧
મારે માણા સ્નેહિયો હલકો ન ગણો કોઈ
હલકો ભારે થઇ પડે રે'ઘો આંખે રોઈ ૧૦૨
એક બાજના કુંટુંબને ટુંકારો કેમથાય
માન બીજાને આપતાં પોતેજન પંકાય ૧૦૩

## કવિત

### હિન્દની પ્રજાએ કયા ગુણો ધારણ કરવા જોઈએ.

શરીર આરોગ્ય સંપ સુનીતિ સંગ્રહ કરી
ઉદયોગ ઉલટ ધરી આપણે આદરીએ
ચાલાકી ચાતુરી અને, અતિ લાવી હરીફાઇ
ધૈર્ય ધરી સંકટ સમેજ નવ ડરીએ
સાહસ સદૈવ અને, કરો ઉપકાર બહુ
આગ્રહ ધારીને અતિ કામ પુરૂં કરીએ
એક ટેક આપણો તે છેક કદી મુકો નહી
સ્વતંત્રપણાથી સર્વ કામમાં વિચરીએ ૧૦૪
પૃચ્છક બુદ્ધિજ ધરી, જક્ક કદી નહી કરી
ધ્યાન દઈ જોવાની તો ટેવ અતિ ધારીએ
પારકી ભાષામાં કદી, હુન્નર હજાર હોય
તેહનો ઉતારો શુભ. આપણે ઉતારીએ
તર્ક તણી ટેવ અને વાંચવાનો શોખ વળી
વખતનો નિયમ કરીને અનુસારીએ
વદે છે ગોરધન અનુભવ મેળવીને
આળસથી દૂર અંગ આપણું તે ઠારીએ

## કવિત

### દેશનો ઉદ્ધાર કેવા માણસો કરે છે.

શોધક બોધક અને વિમળ વિચાર ઘણો
પારકાનું દુઃખ જોઈ જેનું દિલ દાઝે છે
પર ઉપકાર માંહી પળવાર જંપે નહી
ગુણ અને જ્ઞાન થકી કીરતિ સુમાજે છે
સાધનાઓ પૂરી કરે કદી ન પાછાજ ફરે
દુરા ચારે ડરી સત સંગમાં બિરાજે છે
વદે છે ગોવરધન એવા સાચા સજજનોના
અવતાર દેશના ઉદ્ધાર માટે આજે છે ૧૦૬

સવૈયા

સારી કીરતિ કોને મળે.

જેજનતો મનમાં સમજી પ્રભુથી ડરીને ડગલાંજ ભરે છે
જેજન જીવન સધ્ય સુધારક જેજન સત્ય વચન ઉચરે છે
જેજન ભરત ભુમી હિત માટે મોજ તજી હાસેજ મરે છે
ગોવરધંન વદેતે સજ્જન સદ્કીરતિ વર માળ ધરે છે

સવૈયા એજ

જેજન પુણે પવિત્ર રહી બહુ બોધ રૂડો હમેશ કરે છે ૧૦૭
જેજનતો હક્ક મેળવવા શુભ કોંગ્રેસમાં નાણાંજ ભરે છે
જેજનતો ઉધોગ અને વેપાર તણી ચઢતીજ કરે છે
ગોવરધન વદે તે સજ્જન સદ કીરતિ વરમાળ ધરે છે ૧૦૮

સવૈયા

નર્ક કોણ જાય છે.

જેજનતો જુલમી થઇને દુખિયા જનનાં દિલડાં દુખવે છે
જેજન સાર વિચાર તજી અન્યાયી બની જુઠ વાદવદે છે
જેજન ફેલ ફીતુરકરી ઠગબાજી કરી પૈસો હરીલે છે
ગોવરધંન વદે શુભ વેણુજ તે સઘળા નરકેજ ઠરેછે ૧૦૯

સવૈયા એજન

જેજન ખટપટ ખેલકરી બહુ માન લઈ અભિમાન ધરે છે
જેજન કાળાં કર્મકરી બહુ ફોગટ નામ પ્રભુ ઉચરે છે
જેજન આતમજ્ઞાન વિનાવળી ટીલાં ટપકાં બહુજ કરે છે
ગોવરધંન વદે સુભવેણુજ તે સઘળા નરકેજ ઠરે છે ૧૧૦

## કવિએ શું કરવાની ખાસ જરૂર છે

વિચાર હજાર કર સજ્જનકો યાર કર
પામરસે પ્યાર કર એહિ ધર્મ સત્યહે
નિરખી વો નારકર સુખીઓ સંસારકર
સજ્જનકુ સહાયકર વહિ અગત્યહે
દુખીયાકો દુખહર જ્ઞાનકો ભંડાર ભર
વાસના વિનાશકર માયા અસત્ય હે
ગોવર્ધન આનપર કાનધરી માનભાઈ
કુબજે કિરતાર કર વહિ મેરી મત હે ૧૧૧

દોહરા.

ખરેખરા જે ખરસમા, ખરી કરે નહી ખોજ
મિથ્યા કાળ ગુમાવતા મિથ્યા માણે મોજ ૧૧૨
નાનો પણ દીવો જુવો આપે પૂર્ણ પ્રકાશ
જ્ઞાની જન બાળક છતાં, તેના થઈએ દાસ ૧૧૩
ચાલે નહી જ્યાં આગળે, આંખજ આડી થાય
ચમાર બિલ્લી સર્વના ઘરમાં પેસી જાય ૧૧૪
જેના હોએ જ્યાં વળી અંધા આગેવાન
બાજી સર્વ બગાડીને મેળવશે અપમાન ૧૧૫
જ્ઞાન ગુણની બુજ નહી વસવું નહી તે ઠામ
પાછા પંથે પરવરો, સ્નેહે કરી સલામ ૧૧૬
જહાં ઝવેરી એક નહી હિરો પાણ ગણાય
જ્યાં સઘળા જન સૂર વસે, કવિઓ કેમ પોષાય ૧૧૭
નાનો જે કારજ કરે, મોટાથી નવ થાય
જુઓ કીડીની જાત તે ઉદ્યોગે વખણાય ૧૧૮
મોટા જન થઈ નહી કરે પામરપર કંઈ પાડ
ગુણીઅલ જન ગણશે સદા, તેને સરવે તાડ ૧૧૯
સારાની સંગત થકી નીચ કરંતા તાન
સાહેબના સિપાઈઓ જેમજ પામે માન ૧૨૦

## કવિત

### કુડા કવિઓ આપનું નામ ડુબાવે છે.

થોડુ ઘણું ભણી અને હૈયામાં હુંપદ ધરે
જેવી તેવી ચોથીઆ ચોપડી બનાવે છે
રસ અને શબ્દ તણું જ્ઞાન અને ભાન નહી
રાગડા તાણીને વળી છોકરાં રીઝાવે છે
મોટું મોટું નામ ધરી જાહેર થવાને સારૂ
જ્ઞાનીમાં ગણાવા પોથી પ્રેસમાં છપાવે છે
કહે છે ગોવરધન ધિક એવા કવિજન
દુનિયામાં બાપનું તે નામ તો ડુબાવે છે ૧૨૧

## છપ્પો

### કવિના વખાણ શા માટે કરવાની જરૂર છે.

કવિ હિરો કહેવાય કવિ તો અમૃત આપે
દિલગીરી કરૂં દુઃખ કવિ તો ઝટપટ કાપે
નિર્બળ જનને શૂર દઈ યુધ્ધેજ ચડાવે
તાપ તપેલા હોય તોય પણ કવિ હસાવે
કવિને કોઈ પહોંચે નહી રવિની તુલ્ય પ્રમાણજો
ગોવરધન કહે કવિજનો જગનું જીવન જાણજો ૧૨૨

## સવૈયા

જોગી જનો જઈ શું કરશે વળી જ્યાં સઘળા જન ભોગી વસે છે
સધ્ય સુધારો કેમ થશે જ્યાં ભડકણ જન કુવરાજ ભસે છે
સદ વકતા જન શું કરશે જઈ હાંસી કરી જન મુખ હસે છે
ગોવરધન કરે શું ગાયન જ્યાં સઘળા જન સુમ વસે છે

અતિ શ્રેષ્ઠ કવિ કોઈ, દિશે દુનિયાની વિષે
રાજાને સભાનું રૂડું, રત્નતો ગણાય છે
નીતિ પ્રીતિ ધારી અને કાવ્યતો બનાવે કવી.
રસ અને વાક પટુતામાં વખણાય છે.
ચતુરાઈવાળું અને સુઅસર થાય એવું.
રમુજી સુણ્યાથી મનરંજન તો થાય છે
વદછે ગોવરધન સુણો સુણો શાણાજન
કવિયો સુરીતિના ઠાઠ કરી જાય છે

## કવીત,

દુનિયા સુધારનાર, આનંદતો આપનાર
નીતિનાજ સ્થાપનાર, શ્રેષ્ઠ તે કવિ કવિ
આગળના ગ્રંથ ગુણીઓ હારે તપાસી જુવો
નહી ભાઈ વાત તેતો આજની નવી નવી
શાસ્ત્રતો અપાર યાર, દિસેછે શોભિત સાર
સુ અસર અંતરની માંહીતે સારી હવી
વદછે ગોવરધન ભરેલી કવિતા જેની
કવિ તેહ નહી પણ ખરો જાણવો પશુ. ૧૨૪

## કવિત

### કોનાં વખાણ ન કરવાં

પારકાનું ઉચરેલું જેહતો ઉચારે ભાઈ
જરૂરતે નિંદવા લાયક જન જાણજો
કાવ્યનીતો ચોરી કરી અજાણ્યા પાસેજ ગાય
ખરે ખરો ખર પ્રીત તેહને પ્રમાણજો
બીજાની બાહદુરી કહતાં પોતતો બડાઈ મારે
ભણો નક્કી નીચ જાણે કાવની ખાણજો

વદેછે ગોવરધન સુણોસુણો શાણાજન
તમેતેનાં કદી કોઈ વદાન વખાણજો ૧૨૫

## કવિત

## કેવા માણસને માન આપવું

હોય છે નાદાન જેને જ્ઞાન તણું ભાન નહી
માનતણું દાન તેને કેમકરી આપએ
કરેકોઈ કૃત્ય ત્યારે, ગર્વ ગ્રહે અતિઉર
તેહપર કેમ પ્રેમસ્થિર કરી સ્થાપીએ
સારો અને નઠારોતો હોદ્દાથી જણાય નહી
વાણી ચિત્ત વૃત્તિ જોઇ તેનુમન માપીએ
વદેછે ગોવરધન સુણો સુણો શાણાજન
મોહાત્માના ગુણ રૂડા જીભથકી જાપીએ ૧૨૬

## દોહરા

દોરંગી દુનિયા દીસે, પોલે અવળા પોલ
વડને કેહશે પીપળો, નેપાળાને ગોળ ૧૨૭
ખાવાનું છે ત્યાંસુધી, દુર્જન અભિમાન
ટુકડો જ્યારે નાખીએ ભસેનહી કોઈ શ્વાન ૧૨૮
જેવી તેવી વાતમાં મુરખા બહુ મલકાય
જોઈ ચણોઠા ભીલડી, હૈડા માં હરખાય ૧૨૯
નાખામાથે ઝાંખરૂ, જાણે છત્ર સમાન
કુડાં કૃત્યે માનતા, માન બધા નાદાન ૧૩૦
જો આટો મુખમાં મળે, પીપે સર્વ પખાજ
લાંચ લેવાની આશાથી, કપટી કરશે કાજ ૧૩૧
મિથ્યા મોજી લોકતો, અંતે બહુ અકળાય

અનસુખ મનમાં રહે, લાગે દિલમાં લહાય ૧૩૨
સાચા જ્ઞાની કોઈરે, ખુણે પડયા વિદ્વાન
ખટપટિયા ખટપટ કરી, જ્યાં ત્યાં આગેવાન ૧૩૩
અંતરની કોઈને નહિ, દેશ તણી દિલ દાઝ
ડોળ ધરી દેખાડતા, અમે સુધારક આજ ૧૩૪
કુકૃત્ય રાખતા ફાંકડા, પણ અંતે પસ્તાય
હાથ ઘસી પોતે રહે, જીંદગી એળે જાય ૧૩૫
ભગવાં પેરી ભાવથી, જે જે લેતા જોગ
મિથ્યા જોગજ જાણીએ, ભોગ તણે સંજોગ ૧૩૬
શોભા સૌ ઓભા થશે, સમજોને સૌજંન
ઢુંઢણ તે ઢુંઢાવતાં, આવે ઘણાં વિઘ્ંન ૧૩૭
જ્યાં વધતા દુરજન તહાં, ઉણું કેમ રે"વાય
પાડે પાઠા જો લડે ઝાડોનો ક્ષય થાય ૧૩૮

### કવિત
### નઠારો કોણ.

દીકરીકા દામ લેવે, દુષ્ટકુ વિશ્રામ દેવે
ન્યાયકુ અન્યાય કે"વે, એહ પાપી પૂરો હે
જહાં તહાં આગ ધરે, દીનકુ ખુવાર કરે
ખાનીકા બિચાર નહિ, શાનો એહ શૂરો હે
બડી બડી બાત બોલે, અંતરમે કછુ નહિ
ડાચાકા જોર સરસ, આખર અધૂરો હે
ગોવરધન ગાન જરા, કાન ધરી માન ભાઈ
લોકનકી લાજ નહિ, બૂરો એહ બૂરો હે ૧૩૯

### કવિત
### નઠારા પુત્રનાં લક્ષણ

માત અને પિતા તણી, સેવા ન લગાર કરે
બાયડીનું કહ્યું માની, બેન સાથે લડે છે

બાપતણું દેવું કરી, આપે ન હરામખોર
નામ બોળી નફટો તે, હમેશ તો નડે છે
મુખમાં સમાય નહિ, એવી દુષ્ટ ગાળો દઈ
ઘરમાંથી ચોરી કરે, મારવાને તડે છે
કહે છે ગોવરધન છોકરો તેને ન જાણો
આહીઓ ચંડાળ, એતો નર્ક માંહી પડે છે 140

## કવિત

### શાનો ત્યાગ કરવો.

પક્ષપાત થાય જહાં, ઝીલડું દુખાય જહાં
ન્યાય નહિ જહાં, ત્યાંથી ભાગીએજી ભાગીએ
માતાપિતા ઓર ગુરૂ, જ્ઞાનીકે સજ્જન મીરૂ
દેવનકો દેવ, પાય લાગીએજી લાગીએ
ઉજીકા દીયેલ દામ, પાડોશીકો નામઠામ
દુઃખમાં વિશ્રામ, સદા માગીએજી માગીએ
દુષ્ટનકો સંગ જહાં, પાઈકી પેદાસ નહિ
ગામ એસા ગોવરધન, ત્યાગીએજી ત્યાગીએ 141

## કવિત

### ભ્રષ્ટ કોણ

ચીકુરીકો દામ ભ્રષ્ટ કપટકો કામ ભ્રષ્ટ
નિંદાકો નામ ભ્રષ્ટ સબી શાસ્ત્ર કહેતહે
લાંચીઆકો લાભ ભ્રષ્ટ અર્ક બિના આલ ભ્રષ્ટ
દરિદ્રિકા બોલ ભ્રષ્ટ સબી જાન લેતહે
દગાકો દરબાર ભ્રષ્ટ નકટીકો નાર ભ્રષ્ટ
દયા બીન દાન ભ્રષ્ટ દીન જનકું દેતહે

ગોવરધન આન જરા કાન ધરી માન ભાઈ
જ્ઞાન બિના ગુરૂ ભ્રષ્ટ એસા સંકેતહૈ ૧૪૨

કવિત

## મોટા માંણસ શાથી ઓળખાય

પામરપર પ્રેમ ધરે, ન્યાય ઓર નેક ધરે
વિદ્યાકો વાદ હરે સંગ સુખદાય છે
તન મન ધંન અને આતમા અર્પણ કરે
દશ દુઃખ ટાળવાને દિલ હરખાય છે
હલ્યું નથી હરામ, કપટી ન કોઈ કામ
મીઠ વાણી મુખ સંતોષમાં સમાય છે
ગોવરધન ચાર અધિકારમાં ગણાજ નહી
ઉંચાં લક્ષણુથી મોટા લોક ઓળખાય છે ૧૪૩

કવિત

## નીચ લોક કેમ ઓળખાય

પાખંડે પેટ ભરે નીંદા જે નિત્ય કરે
નાહક નુકસાન કરી ઠીક ખુશી થાય છે
સજજનકો સંગ નહી બોલવાકો ઢંગ નહી
દામ તે હરામતણા લેવા લલચાય છે
પામરપર પ્રેમ નહી વિવેક વિચાર નહી
કરી તુચ્છકાર અભિમાનમાં તણાય છે
ગોવરધન જાત ગરીબાઇમે ગણાજ નહી
નીચા લક્ષણોથી લોક નીચમાં ગણાય છે ૧૪૪

## દોહરા

લબાડની પાસે કદી, વધુકરો નહિ વાત
મિત્રો માંહિ ઠરાવશે, તેતો લાતંલાત ૧૪૫
જ્ઞાની સમજે સાં''જમાં, અજ્ઞાની ચતનેજ
અર્ધદગ્ધ અભિમાનથી, નહિ કદી સમજેજ ૧૪૬
જ્ઞાનીતો થોડુ લવે, પણ મનમાં ગુણુ જ્ઞાન
મોટા મિથ્યા માનિયો, ઠાલી થકવે કાન ૧૪૭
ઘડો ભરેલો હોયતે, કદી નહિ છલકાય
ત્યમ જ્ઞાનીજન માનથી, કદી નહિ ફુલાય ૧૪૮
નમ્ર રહે જ્ઞાની જનો, અજ્ઞાની મસ્તાન
સત રસ્તો શોધે નહિ, ગાનતાન ગુલતાન ૧૪૯
મુરખા જનને મોજમાં, ગમતું નહિ સુભજ્ઞાન
ભભકામાં ભરપૂરને, મનમાં બહુ ગુમાન ૧૫૦
આપ્યું છેજે ઈશ્વરે, કરીએ સદ ઉપયોગ
જ્ઞાન અને પરમાર્થથી, ભોગવીએ સુખભોગ ૧૫૧
મિથ્યા કેમ ગુમાવિએ, અમુલ્ય અવસર આજ
પાપ પુન્યને વખતનો, જુવાબ લે જગ તાત ૧૫૨
જ્યાં વસતા નાગા બધા, ધોબીનું શું કામ
સૂમ વસે ત્યાં શું કરે, કવિજનો વિશ્રામ ૧૫૩
માંદાની પીડા વળી, જાણે માંદા જંન
સાજાતો ધુરકાવીને, તે ગભરાવે તંન ૧૫૪
જ્યાં સઘળાજન આળસુ, જેનો નહિ વિશ્વાસ
દેશતણી ચડતીતણી, કેમ રાખીએ આસ ૧૫૫
મૂરખોતો માને નહિ, ઉલટું કરે અપમાન
બોધ કદી કરશો નહિ, મુગા રહો ગુણવાન ૧૫૬

## કવિત.

### મોટામાં મોટુ દુઃખ કયું.

ખાનપાન માન મીલે; ગાનતો અપાર મીલે
સખી સુખ લાયકર, આગુસે ખડો હૈ
માતપિતા ઓર, બડાસગાકો સંબંધ મિલા
જીવ જુગ દીરા સાથ, સદા કાળ જડયો હૈ
દિલમાંહિ દર્દ નહિ, નીચકે નામર્દનહિ
વળી શાણા સજજનોકો, સાથ મારે વડોહૈ
ગોવરધન ગાનજરી, કાનધરી માનભાઈ
દુનિયામાં દુઃખ એક, દુરજનકો બડોહૈ

## સવૈયા

### કઈ બાબતથી કઈ બાબત સુની

સત કીરત્તિ બિન જીવન સૂના, હદય સૂનાહે રામબિના
મીષ્ટ વચન બિન મૂખડા સૂના, કાયા સૂની કામબિના
સ્વાદ બિના ભોજ સૂના, હથિયાર સૂના હે હામ બિના
ગોવરધન સબ યોગ સુનાહે, સબહી આતમ જ્ઞાનબિના
ભાવ બિના સબ ભકિત સૂની, મરદ સૂના મરદાઈ બિના
પ્રેમ બિના પરણેતર સૂના, શેઠ સૂનાહે સાખ બિના
રાજા બિના પરજા સૂની, કામ સૂના દ્રઢતાઈબિના
ગોવરધન ઈશ્વરબિન સૂના, પુરૂષ સૂના સગાઈબિના
ધર્મસુના બિશ્વાસ બિના, સબ આસ સુની પરીવાર બિના
રસબિના સબ કવિતા સૂની, શરીર સૂના અહાર બિના
કંઠબિના સબ ગાયન સૂના, ઝીભડી સુભ ઉચ્ચાર બિના
ગોવરધન ઈશ્વરબિન સૂના, નાર સૂની ભરથાર બિના
ગાનતાન બિન ગમ્મત સૂની, પાઠ સૂનાપ્રયોગ બિના

સૂર્ય બિના આકાશ સૂનાહૈ, જોગી સૂના જોગબિના
વૈદ સૂના હૈ રોગીબિના, વળી અંગ સૂના ઉદ્યોગબિના
ગોવરધન ઈશ્વરબિના સુના, ભોગી સુનાહૈ ભોગબિના

## દોહરા

જ્યાં ટોળી ઝઘડા ઘણા જાત નાત કે પ્રાંત
ચડતી કઈ રીત થશે વિદ્યાની શી વાત ૧૬૧
નિંદા જે કરતો અને દુરજનનો જે દાસ
ઉદ્યમ જેને એહ નહીં નક્કી તેનો નાશ ૧૬૨
જ્યાં આલે નહીં આપણું આલો નહી કશી આલ
પંડિત થઈને શું કરે જ્યાં છે પોલંપોલ ૧૬૩
દીઠાં આ દુનિયા વિષે ઉત્તમ પાંચ રતન
દ્રવ્ય પ્રેમ આનંદ ને ભાર્યા અંગ જતન ૧૬૪
મેં તો આ દુનિયા વિષે દીઠાં છે ત્રણુજ દુઃખ
બિન ઉદ્યમ કંકાસને શરીરનું નહી સુખ ૧૬૫
સ્વારથીઆ શાણા બની સમજાવાને જાય
કુંકી કુંકી જેમ ઉંદરો શરીર ફોલી ખાય (અધુરૂ) ૧૬૬
નાની સરખી ભૂલથી અંતે બહુ નુકસાન
નાનો તણખો અગ્નિનો કરે ઘણું વેરાન ૧૬૭
જુઠા જનની પાસ તે ખાનાં ખર્ચુ તઈયાર
વરૂએ તો ઘેટા તણા સુણીયો નહીં ઉચ્ચાર ૧૬૮
જેને જે અનુભવ નથી મોટી બાંધે આશ
આબરુથીજ વખાણતાં પણ તે પામ્યો નાશ ૧૬૯
જુવાન જ્યાં આઝા મળે નાંદા વૃદ્ધ અજાણ
માખી બચ્ચું હઠ થકી પામ્યું બહુ પીડાય ૧૭૦
બે જણની વઢવાડમાં ત્રીજો જીતી જાય
બિલ્લીની તકરારમાં વાંદર રોટી ખાય ૧૭૧
વૃત્ઘ્મી જન તો જેમમાં હમેશાં કુટાય

ધુણી ધુણીને થાકતાં મંન જુવા મકલાય ૧૭૨
જર જોબન જોઈ જુઓ ફુટફુટ ફીટી જાય
બિચાર ફરી બેમડી, રહેશે ફિકર સદાય ૧૭૩
સંતોષે શાંન્તિ થશે યોગ્ય ખરો સંતોષ
ઋષિઓ ફળથી જીવતા ફળીએ ન ધરે રોષ ૧૭૪
ઉદ્યમને કરતા વિના ઉત્તમ કાર્ય ન થાય
જુઓ બિલાડી ઉંઘતી ઉંદર કેમ પકડાય ૧૭૫

## કવિત.

### નઠારો શીક્ષક શું કરે છે

જેહ તણું મન બાઇ મોજમાં રમીજ રહ્યું
તમાકુથી ગાલ ભરી બીડીઓ તે ફુંકશે
ફરેલા ઠરાવથી કામતો કરેજ નહી
ઢોંગ ધરી જહાં તહાં જમવાને ઢુંકશે
ધાંટાધાંટ કરે અને મારઝુડ ઘણી કરે
કરી લાંબા ટાંટીયા ને આખો દહાડો ઊંઘશે
વદે છે ગોવરધન જ્ઞાન અને પ્રેમ નહી
એવા શિક્ષકોની પૂઠે ગયેઠા તો ભૂંકશે ૧૭૬
શિક્ષણના શાસ્ત્ર તણું કાંઈ જરા જ્ઞાન નહી
વળી, તેની કળા તણું ભાન નહી જરીએ
નીતિ તણાં મુળત્વો મનમાં કર્યાંજ નહી
અટે પટે પુણી તેની દિસે ખરેખરીએ
છોકરાંની પાસે વળી ખાવું તો મંગાવી ખાય
આપ તેમ રોફ મારે પક્ષને ઉપરીએ
વદે છે ગોવરધન સપડાઈ સ્વાર્થ માંહી
મિથ્યા અભિમાન માંહી જાય છે મરીએ ૧૭૭
જેહ તણાં વર્ગ માંહી ગરબડ ઘણીજ થાય
આળસો ઘુમાટ કરી, કુલાકુલ કરે છે

દર્ગના સામાન તણી ગોઠવણી યોગ્ય નહી
કચરો તો જહાં તહાં નજરે તો પડે છે
શિક્ષક ને બાળકોના કપડાં ગંદાંજ દિસે
એમ નહી બાળપર વારેવારે વઢે છે
વદે છે ગે સરધન વ્યવસ્થા નિયમ વિના
જ્ઞાન હિણુ શિક્ષકોની બાજીઓ બગડે છે ૧૭૮

## સવૈયા

શિક્ષક તેને શું કહીએ, જે સ્વારથમાં સપડાઈ ફરે છે
શીક્ષક તેને શું કહીએ જે, જ્ઞાનવિના અભિમાન ધરે છે
શિક્ષક તેને શું કહીએ જે, નહિ કરવાનાં કામ કરે છે
ગોવરધન કહેત શિક્ષક, આખરતે અટવાઈ મરે છે ૧૭૯
શિક્ષક તેને શું કહીએ જે, અનુભવ શિક્ષણનો નવકોઈ
શિક્ષક તેને શું કહીએ જે, મિથ્યા વાદ ધરેમન માંહિ
શિક્ષક તેને શું કહીએ જે, વર્ગવ્યવસ્થા નમળે કાંઈ
ગોવરધન કહે સુણ સજ્જન, બગડેછે ફરજ સૌ ત્યાંહિ ૧૮૦

## કવિત.

### મ્હારા પાડોસી કોને કહેવા

સાંજે માંદ કદીજરા કામતો આવેજ નહિ
બોલ નહી બોલ જ્યારે, આપણે બોલાવીએ
નાના મોટા તણું કદી, ઘરમાં મરણ થએ
આવેન મસાણ અને, દિલાસો નહિ દીએ
તકરારી કામ મંડી, મદદ કરેજ નહિ
આવે જો મેમાન ત્યારે, સંભાળ નહિલીએ
વદેછે ગોવરધન ધિક્કાર એ પાડોશીને
સાથમાં રહેલા તેનો, પ્રેમરસ નહિ પીએ

## ન્હારો રાજા કોને કહેવો

પ્રજાનીતો પીડતણી, લાગણી જરાય નહિ
વળી પ્રજા તણા હક્ક જેહ દાબી નાંખતો
છ.પાવાળા ઓને જરા છુટ તો આપેજ નહિ
સત્ય અને ન્યાય સદા નહિ રૂડે રાખતો
હુન્નર વેપાર ખેતી ઉત્તેજન આપે નહિ
વધારી કેલવણીને ફળ નહિ ચાખતો
વદેછે ગોવરધન એવો તે અભાગી રાજા
પાળે ન વચન અતિ જુલમ ગુજારતો

## ન્હારો પતિ કોને કહેવો

નારીનેતો પ્યારી કહી વાણીન ઉચારી જરી
વળી આશ નારીતણી, નહિ પૂરી કરતો
સારી સારી ચીજ વળી, એકલો લાવીને ખાય
નારી તણા હાથમાંતો, કડકો ન ધરતો
નિત્ય ધમકાવે અને, સદા મારમાર કરે
જયારે માંદીથાય ત્યારે, ઘરમાં ન ઠરતો
વદેછે ગોવરધન પાપી એ પતીને જાણો
એક પતિવ્રત્ત તજી જારમાં વિચરતો

## કવિત

## ન્હારા માબાપ કોને કહેવાય તેવિષે

છોકરાંની આગળ જે અનીતિ ઉચ્ચાર કરે
ખાનપાન આપી સારી રીતે ન ઉછેરતા
ભણાવી ગણાવી હોશિયારતો કરેજ નહિ
ખોટાં લાડ લડાવીને, મનમાં ખુશી થતા
સાજાં માંદાં થાય ત્યારે, સંભાળ રાખેજ નહિ

વ્યશની બનાવે અને ધંધો ન શીખવતાં
વદેછે ગોવરધન, મુઆંએ માબાપ એવા
દેવાદાર બનાવીને, કુંવારા મૂકીજતાં.

## મોજ શોખવિષે

ઠાઠમાઠ ઠીક ધરી, ટાપટીપમાંજ ફરી
પચક પચક કરી પાનબીડાં ચાવતા
વસ્ત્રથી શોભાવેવાન, બાબાબેસે બાબતાના
લાભાલાભ તે નાદાન લક્ષમાં ન લાવતા
મોજ શોખ માંહિ દ્રવ્યતણોરે ઉડાવે મોજ
પંચવિષયોમાં રમી પાઇ ન બચાવતા
વદેછે ગોવરધન સત્ય જાણજો સુજન
મોજ શોખી જન અંતે આપદામાં આવતા

---

પ્રકરણ બીજું

## શાર્દૂલ વિક્રીડિત વૃત્ત સતસંગનું મહાત્મ.

સુસંગે મતિ સુધરે તનપરે આવે નહી આપદા
સુસંગે શુભ બોધ શોધ સઘળો સારો મળે છે સદા
સુસંગે શુભ જ્ઞાન માન મળશે પંથ સુજે પાધરો
માટે ઓ મમ મિત્ર સ્નેહ ધરીને સુસંગમાં સંચરો
સુસંગે જનનેજ આ જગતમાં સુકીર્તી તે સાંપડે
સુસંગે શુભ મિત્રતા અવનિમાં ઓચીંત આવી અડે
સુસંગી થઇને સદા સુજનતા મોટાં સુકૃત્યો કરો
માટે ઓ મમ મિત્ર સ્નેહ ધરીને સુસંગમાં સંચરો
સુસંગે નિતનીતિતે નવનવી વૃદ્ધિ સદા પામશે
સુસંગે સહુ વેદના વિષપતો વૃધ્ધીથતા વામશો
સુસંગે શુભ વિદ્વતા વળી મળે, દુરગુણ સેવાંડરો
માટે ઓ મમ મિત્ર સ્નેહ ધરીને સુસંગમાં સંચરો

સુસંગે સદબુધ્ધિ વૃધ્ધિ જનની સિધ્ધિજ એમ થાય છે
સુસંગે શુભ સજ્જનો ખલકમાં કીર્તી કરી જાય છે
ગાવે ગોવરધન સંગ સુખદા ભાવેજ હૈયેભરો
માટે ઓ મમ મિત્ર સ્નેહ ધરીને સુસંગમાં સંચરો

## વિદ્યાનું મહાત્મ

### વસંત તિલકાવૃત્ત

વિદ્યા વિશેષ જનને સુખ આપનારી
વિદ્યા સુ આજ અતિશેજ કલ્યાણકારી
માટે અધીક પઢજો વિગતે વિચારી
દે છે સુકીર્તી જગમાં દુખ છેદનારી ૧
ચોરે ન ચોર કદીએ નકરો ગતી ભારં
લૂટે ન રાજ નરશા અતિ કષ્ટ હારં
આજે ભણો સઉ જનો મુખથી ઉચારી
દે છે સુકીર્તી જગમાં દુખ છેદનારી ૨
વિદ્યાજ જે જન તણા મનમાં વસે છે
તેનીજ દુષ્ટ મતિતો દુરરે ખસે છે
આજે પ્રણામ કરતો સુખથી પુકારી
દછે સુકીર્તી જગમાં દુખ છેદનારી ૩
પુરો પ્રકાશ ઉરમાં અતિ જેહ પામે
તેની જરૂર જગમાં સતકીર્તી જામે
પુરી પવીત્ર વળીછે અતિ દુખહારી
દછે સુકીર્તી જગમાં દુઃખ છેદનારી ૪
વિદ્યાથી જ્ઞાન દિલમાં અતરોજ વ્યાપે
આનંદ સર્વ જનના ઉરમાજ આપે
રાખીજ ભાવ ભણજો વળી ધ્યાન ધારી
દ છે સુકીર્તી જગમાં દુખ છેદનારી ૫
મારી વિનતિ સજનો તમ ઉરધારો

વાંચો સુગ્રંથ અતિ જ્ઞાન ચિત્તે ઉતારો
ભાખે ભલુંજ મન ગોવરધનધારી
દીછે સુકીર્તી જગમાં દુખ છેદનારી ૬

## ઝુલણા છંદ—દાન દેવાવિષે

દાન દેતાં તમે સર્વ દાતા બધા, દીલમાં દીર્ઘ વિચાર કરજો
જોઇ સુપાત્ર કુપાત્રનો ભેદતે, આસમે શુભ આચાર ધરજો
વ્યર્થ ઉડાવશો નહી સદા વિત્તને, જેથ સમુદ્રમાં વૃષ્ટિથાશે
દેશ કલ્યાણ શુભ દીલમાં ધારશો, જકતમાં પર્મ કીર્તી પ્રકાશે
હોયછે હીનપણ દુષ્ટદેદારના, આળસુ એહી જગમાંહી ફરતાં
ઢોંગ ધારે અતિ ઢંગતે વગરના, ધંધતો ફુતવાનાજ કરતા
દાન વિધા તણું દેશ સુધારજો, વીત્ત આપેથી વૃથાજ જાશે
દેશ કલ્યાણ શુભ દીલમાં ધારશો જકતમાં પર્મ કીર્તી પ્રકાશે
ભુંડી નીતિ ધરી ભીખીજે આય છે, દાનદેતાં તમે દોષ જાણો
આદરે નહીજ ઉદ્યોગ શુભ જે કદી, પાપીમાં પાપી તેને પ્રમાણો
દાનદયો શોધકો બોધકો ને સદા, જેથકી જકતતો સુધરાશે
દેશ કલ્યાણ શુભ દીલમાં ધારશો, જકતમાં પર્મ કીર્તી પ્રકાશે
આજ પુરાણ ભ્રષ્ટ દશા જોઇલયો, વેદને વહાલધારી વખાણો
સર્વથી શ્રેષ્ટતો પુન્ય પરમાર્થનું, સકળ જન સભ્ય પ્રાતે પ્રમાણો
વ્યર્થ પરમાર્થનું પુન્ય નવ ધારશો, ધારશે તેજ નરકેજ જાશે
દેશ કલ્યાણ શુભ દીલમાં ધારશો, જકતમાં પર્મકીર્તી પ્રકાશે
રાંક દેખાયને ટાંક નહી બુધ્ધિ તે, વ્યાધિયો રોગ અંગેજ ધાડો
રોગથી મુક્ત કરવાજ વીતવારો પરમધારાજ ધંધે લગાડો
એરીતે કૃત્ય પરમારથનાં આદરો જેથકી જન્મની ભીડ જાશે
દેશ કલ્યાણ શુભ દીલમાં ધારશો, જકતમાં પર્મકીર્તી પ્રકાશે
કાવ્ય કરાવજો કવીતાણી પાસતે તેસમે ઉર ઉદાર રાખો
પરમ પંડિતની પૂર્ણ કીર્તી કરો, ભાવથી ગુણ તેનાજ ભાખો
સત્ય કર્મોમહી વિત્તને વાવરો, જેથકી ઇષ્ટ સંતુષ્ટ થાશે
ગાયુ છે ગોવરધને આજ શુભદાનથી, સ્વર્ગનું સુખતો ભોગવાશે

પુત્ર પિતાને તું જ લડાવે વહુને સાસુજી સાથે
ધણીઆણી ધણીને ધીબે છે છાણાં થાપે છે માથે
કુટુંબ કબીલા કરતાં કજીઓ લાજ્યાં નહી દીલમાં જરીએ
કાળો કળીયુગ સ્પર્શ કરે તો આપણ સંરવે થરથરીએ
જુવું જુઠું પાતર પીઠુ ચોરી ચાડી ખુન હોએ
સોનાને જુવતીમાં પેઠો કપટ કાંસ કીધું કાંએ
એવા અભાગી આ અવનીમાં, શામાટે તું તો આવ્યો
ભડભડ ભડભડ ભડકો કરવા કોણે સંદેશો કહાવ્યો
કોઈ જનોનાં શીશ કપાવ્યાં કોઇને રણમાં તેં રોળ્યા
કોઈ જનોને કર્યા રખડતા ચાંચડની પેઠે ચોળ્યા
મદમાતો થઇને શું ફરતો કોઈક માથાનો મળશે
ખાંધી રૂંધીને બાળા મૂકશે તેજ વખત તું ટળવળશે
હજી સન્ટાઈરે નથી વાંઝણી મોટારે મહાત્મા જણશે
સબળાને નબળા ગણતો પણ હીંમતવાળો જન હણશે
માટે સમજીને મનમાં તું ડરી ડરીને ડગલાં ભરજે
કાલસરવાસી ગેરધનનું ગાન જરી મનમાં ધરજે

## સવૈયા એકત્રીશાને મળતો રાગ

## કળજુગની સામે થવા માટે ઉશ્કેરણી

ઉઠો ઉઠો અલબેલા સૌ હાથોમાં હથિયાર ધરો
શુર તમારૂં ક્યાં સંતાયું, કળજુગ સાથે યુદ્ધકરો
કાળોછે તે શું કરનારો, ડાહ્યા થઇને શું ડરશો
ધન્ય ધન્ય ઓ ધીરજવતા, પાછાં પગલાં નહીં ભરશો
સુધારાનું સહસ્ત્ર લઇને, કળજુગનાં કોડાં કા .ા
થાકોછો શું ચોભા રાખી, કુળને લાંછન કેમ આપો
ધૈર્યતણીતે ઢાલ ધરીને, જશની તે વરમાળ ધરો
શુર ત રૂં ક્યાં સંતાયું, કળજુગ સાથે યુદ્ધકરો
પાપી ડો મસચો સઘળે, રડવડતા શાં જોઈરહ્યા

રાજરૂડુ શુભ બુધ્ધીકેરૂં શામાટે ગભરાઈ ગયા
મિથ્યા મમત શું રાખોછો, પળઆવી કેમ પાછા ફરે
શુર તમારૂં કયાં સંતાયું, કળજુગ સાથે યુધ્ધકરો
નીચું નિહાળી શું બેઠાછો, કળજુગ કુદાકુદ કરે
આપણને હલકાજ ગણીને, કુટ્ય રાખી સઘળેજ ફરે
ઉઠો વહાલા વિરા ઝટપટ, જંગ મચાવોને જબરો
શુર તમારૂં કયાં સંતાયું, કળજુગ સાથે યુધ્ધકરો
કીધી ખરાબી કયમ સાંખોછો, હજુ ખરાબી બહુ કરશે
શાણા સિધ્ધો ને મહાત્મા પણ મોતવગર તેથી મરશે
માટે મુછો મરડી મરડી. તે ઉપર બહુ તાલધરો
શુર તમારૂં કયાં સંતાયું, કળજુગસાથે યુધ્ધકરો
ધર્મરાય ધિક્કાર કરે છે, દર્શન જરીએ નહી દેશે
હીમ્મત હારી થયા હીજડા, મુઆ પછીને શું કહેશે
માટે મારા સ્નેહી સજ્જન, ખેલ મચાવો નેજ ખરો
શુર તમારૂં કયાં સંતાયું, કળજુગ સાથે યુધ્ધકરો
યુધ્ધ કરી હડસેલી મેલો, રંગરાખી રણમાં રોળો
કળજુગનેતો કાપી નાખો, ચપટીમાં તેને ચોળો
મારો મારો મમત રાખી, મુછ બોડાવી નહીજ મરો
શુર તમારૂં કયાં સંતાયું, કળજુગ સાથે યુધ્ધકરો
જો જીતો તો જગમાં સઘળે, જશની પીમળ પથરાશે
દેવ દુંદભી નાદ કરીને, ગુણ તમારા નિત્યે ગાશે
ગોવરધનનું ગાન ધ્યાનથી, કાન સુણીને સાન ધરો
શુર તમારૂં કયાં સંતાયું, કળજુગ સાથે યુધ્ધકરો

## સવૈયાને મળતો

### વેર અને પ્રેમની લડાઈ

વેર પ્રેમનું યુદ્ધ મચ્યું છે ચાલો જોવાને જઈએ
હાર જીતને કોની થાએ તેના ગુણ આપણ ગાઈએ
રણભોમીમાં રહી વેગળા દેવ દૈત્યનું યુદ્ધ જુઓ

પ્રેમ પુષ્પ વરમાળા ધરશે રેખી હાઝે વેર મુઓ
વેર મુઓ વરણાગી રાખી મોઢાની મુછો મરડે
પ્રેમભાઈને પોચો ગણીને વેરભાઈ દાંતો કકડે
અલ્યા અભાગી અહીં આવ્યો છે મારી સાથે શું લડવા
જોર ન ચાલે તારૂં જરીએ શરમ રાખીને હઉ જવા
પ્રેમ ભાઈ ત્યાં પોતે બોલ્યા જરા મનમાં ભાઈ રાખો
ભલો આદમી જાણી મુજને ભુંડુ મુખથી કેમ ભાખો
મારી યુકિત આગળ કહીએ જરા જોર તો નહી ચાલે
કાલાવાલા સાંભળજોરે નહી તો તે પછી તમને સાલે
ક્રોધ કરીને વેર કોપીઓ બોલ્યો તે મારો મારો
આ અવનીમાં એક ન દીઠો મુજનેતે વશ કરનારો
એમ કહી અગ્નાસ્તર મૂક્યું બચ્ચા તું તો લેતો જા
પ્રેમભાઈ તો પડીઆ નીચે, લાગ્યા તેતો તરફડવા
એટલામાં સુદ્ધિ આવીને મધુર વચન વૃષ્ટિ કીધી
સીતળતા વ્યાપી છે સઘળે શમશેરો ફેંકી દીધી
સર્વે લોહી ઠરી ગયું ને શરીરની છે નહી સુદ્ધિ
હથિયારો સૈ હેઠાં પડીઆં બહેર મારી ગઈ છે બુદ્ધિ
ઉચો નીચો થાય બાપડો મમતથી લડવા માટે
પ્રેમભાઈ તો પ્રેમ ધરીને મધુર વચનનું જળ છાંટે
ત્યાં આગળ ટળવળતા પોતે વેરભાઇ તો વિમાસે
લસરવાસી કહે ગોવરધન પ્રેમભાઈ નવ જીતાશે

## સવૈયા છંદને મળતો

## સ્વામિને વશ કરવાના સંબંધમાં સતભામા અને દ્રુપતિનો સંવાદ

સતભામા કહે સુણો દ્રુપતી વ્હાલ ધરી એક વાતલડી
વ્હાલાજીને વશ કરવાના વિચારમાં જાય રાતલડી
એક સ્વામી તે નહી વશ થાતા, પાંચ સ્વામી કયમ વશ કરતાં

ધંતર મંતર જાદુ બાદુ કીયા કીથા મનમાં ધરતી
દોરા ચીઠી ધુપ દીપનો ઉપાય મુજને બતલાવો
વિર અને વૈતાળ વિના તે, ખેલ નહી બનતો આવો
માટે મારી સખી સ્નેહ ધરી મુજ ઉપર કરૂણા કરશો
માગો તે હું તમને આપું માટે અરજી ઉર ધરશો
જોષી ડોશી ભુવા બ્રાહ્મણ કયાં છે ફકીર ને વાદી
જે જોઈએ તે મને બતાવો સામાનની કરવી યાદી
માટે વાર ન કરશો વ્હાલી ગુણ તમારા બહુ ગાઉ
વહાલાજીને વશ કરી રહીને નિત્ય નિત્ય હું નચાવું
એટલે દ્રૌપદી દાંત કહાડીને ખડખડ હસવા લાગી
બેની મારી શું અકલાઓ મુરખની પેઠે માગી
બુદ્ધિ તમારી કયમ બગડેલી બહુ ગાંડુ તમ શું બોલે
ધુતારાના ઢોંગ બધા છે ખરો ખેલ દ્રૌપતિ ખોલે
પુરણ પ્રેમે પતિને પૂજો, સદાય કરજોને સેવા
કદી આજ્ઞા નહીજ ઉથાપો જાણો પરમેશ્વર જેવા
મુખથી મીઠી વાણી બોલો સ્વામીને રાજી રાખો
પરસેવો જો વળે અંગપર પંખો લઈને વા નાંખો
સ્વાદ ભરેલી રસોઈ સારી પતિ આગળ પ્રેમે ધરશો
વહાલાજીના તનમન ઉપરે કદીએ નહી આહાઈ કરશો
પ્રાણપતિ પરદેશ જાય તો જશો નહી પર મંદિરમાં
પર પુરૂષનું મુખ નવ જોશો ધ્યાન ધરો વ્હાલા વરમ
સ્વામીજીને સુખ કરવાના સાચા ઉપાયો કરશો
પતિ પીડામાં હોય કદાપી ત્યારે દિલમાં દુઃખ ધરશો
હાજીહા કરજોને હેતે ધર્મ ધરી ધીરજ આપો
સંપ રાખશો સ્વામિ સાથે ત્યારે ટળશે સૌ તાપો
એવા એવા ઉપાય કરજો ઠીક સ્વામિતો વશ થાશે
ગોવરધનનું ગાન સુણીલ્યો ગુણ તમારા સૌ ગાશે

## રાગ એોર્જીન

## સીતાનો રામ ઉપર પ્રેમ

સીતા કહે છે સુણો સ્યામજી વિયોગ દુઃખ શું વરસાવો
જરૂર મારા જુગજીવનજી સાથે વન તેડી જાવો
અબળાને એકલડી રહેતાં ગોઠે નહિ કદીએ ઘરમાં
ખાવું પીવું ગાવું ન સુજે વેગે ચિત્ત વળગ્યું વરમાં
રંગીલા રસીઆ છો સ્વામી તત્પર થઇ શું તરછોડો
સ્વામીજી તમ સાથે રહીને પુરણ કીધા નહી કોડો
નહી જમાડયા રંગે રીત પ્રેમ નહી બેઠી પાસે
જો સ્વામિ જુદા પડશો તો ઝટપટ મારો જીવ જાશે
રામ કહે છે સુણજો સ્વામી ખાઓપીઓ ને ખુબી કરો
વન વગડાનું દુઃખ શું વેઠો ધર્મ ગુણમાં ધૈર્ય ધરો
ટાઢ તાપ ત્યાં પડશે ઝઝાં વ્હાલી એ કેમ વેઠાશે
વારૂ વરૂની વાણી સાંભળી રૂદય તમારૂં ગભરાશે
ઝાંખર ઝેડાની ઝાડીમાં અંગ તમારૂં અટવાશે
સઘળાં સંકટ નહી વેઠાશે શરીર તમારૂં શોષાશે
સીતા કહે છે સુણો સ્વામિજી તમે સુખી ત્યાં હુંજ સુખી
દીનાનાથ ડાહ્યા થઇ સમજો તમ દુઃખી ત્યાં હુંજ દુઃખી
અપાર પીડા મારે અંગે ઓચિંતિ આવી પડશે
સર્વ દુઃખ હું સહન કરૂં પણ વિયોગ મુજને બહુ નડશે
ટાઢ તાપ તનમાં શું કરશે તેથી જરી નવ ગભરાઉં
જ્યાં સાચા સ્વામિજી હોયે જરૂર ત્યાં સાથે જાઉં
એક પલક જો અળગા રો તો મારા મનમાં મુઝાઉં
વ્હાલા થઇશું આમ વદોછો આ વખતે સાથે આવું
માટે મારૂં માનો વહાલા, દાસી ઉપર દયા કરો
કઠણ કાળજું કેમ કરોછો કાંઇક સમજી કૃપા કરો
રામ કહેછે સુણો સુંદરી શા માટે તમ અકળાઓ
એમ આપની મરજી છેતો ચાલોને સાથે આવો

સતી સાધવી મનમાં સમજો તરત કરીને તૈયારી
વનવગડાના વલ્કલ પહેરો નિશ્ચે ઓ નૌતમ નારી
સ્નેહ તમારો જોઇ સુંદરી, હૈડું હરખે ઉભરાએ
પતિવ્રતામાં દિશો પૂરણ સંકટમાં કરતાં સ્હાયે
હાવ ભાવ શુભ હેત કરીશું રમી જમીશું રે રંગે
કાલસર વાસી કહે ગોવરધન સીતાજી ચાલ્યા સંગે

## જાહાદી સ્ત્રીને ઠપકો

ઓ ભાઈ બુડતો તારોરે અંબે આવી પાર ઉતારો રે. એ રા

નફટ ઓ નિર્લજ નારીરે, તું તો જરા બોલ વિચારીરે
નફ્ફર ભુંડી બુધ્ધ નઠારીરે, સૂણે નહી શિક્ષા સારીરે
ધુતે બધું ગામ ધુતારીરે તારાથી દુનિયા હારીરે

## સાખી

ભુંડી નારી સઘળે ભટકે ઘેર ઘેર ઘુમવા જાય
ઠીઠીઠીઠી દાંત દેખાડે મેણાં દઈ મકલાય —નફટ
બાપતણું તેં નામજ બોળ્યું બોળ્યું ધણીનું નામ
લોકો કેરી લાજ ન રાખી સ્થળે તારૂં કામ—નફટ
ભૂંડી નારી ભૂંડુ ભાખે રાખે નહી મરજાદ
ઝાપડી સરખી ઝુઝવા લાગે આખર કરશે યાદ—નફટ
સગાંવહાલાંની શરમ ન રાખે કરતી નીચાં કામ
કુટુંબ માંહી કજીઓ કરતી ઠાલી કરે સૌ ઠામ—નફટ
ડાકણ સરખી ડોળા કાઢી ઘસીને લડવા જાય
નફ્ફરખડી તું નિંદા કરીને મનડામાં મલકાય-નફટ
સંગ નહી તારે સાચા જનનો નાચાને નમવા જાય
બેલાડી જન તુજને ભેલાવે લાભ તારો લુટાય—નફટ
સાસુ સસરાની સેવા કરી નહી ભ ગ્યો ભુંડાઈમાં ભાર
હીઝોર નાગુડીને ગાળોરે હૈતી બળ્યો તારો અવતાર—નફટ

ઝેરીલી અલી ઝેર છે ઝાઝું જાણે કાળો નાગ
નીચી નારી તું નખરાં કરીને લઢવાનો શોધે લાગ—નફ્ટ
કુડી નારી કાળાં કર્મ કરે છે ખટપટે ખુશી થાય
નકટીરે તું તો નરકે પડશે કીડા પડે તારી કાય—નફ્ટ
ખોટેરે રસ્તે ઝીલે ખુશી થઈ ખુબરે ખાસડાં ખાય
જમરાજા તારી જડતીરે લેશે ત્યારે તુતો પસ્તાય—નફ્ટ
અરે અભાગણી સંખણી ભુંડણ સમજીને કાંઈ ચાલ
જોતા જોતામાં જનમારો જાશે તારો બગડશે હાલ—નફ્ટ
સારી નારીઓ સંગ ન કરશો ચીતમાં સારૂ ચ્હાય
ફજેતીના બહુ ફાળકા થાશે જાણીને વેગળાં જાય—નફ્ટ
દીલડામાં તારા દુખતા ભરીઓ ઝીભમાં ઝાઝું જોર
વીષ્ટારે વલગી તારેરે હોઠે કાળો કરેછે કેર
તારી કાયાનો ક્યાંછે ભરૂંસો કાચ સમી કહેવાય
પાણીના પરપોટાની પેઠે ઝટપટ ફુટી જાય—નફ્ટ
નીંદા તજી દેને નીચ નઠારી પ્રભુપર રાખજે પ્રીત
સગા કુટુંબી સ્નેહીની સાથે રાખજે રૂડી રીત—નફ્ટ
ભક્તિરે કરજે ભાવે પ્રભુની ભુંડી વાણી નવ ભાખ
કાળાં કરમ તું છોડી દઈને દયા તું દિલમાં રાખ—નફ્ટ
શાણી નારીની સોબત કરજે સૌને કરજે સ્હાય
કુચ્ચી કરૂંગી લાલચુ થઈને નહીરે બગાડી શકાય—નફ્ટ
અહંકાર સરવે અળગો કરીને જ્યારે તુ ડાહી થાય
સંસારમાં તું નહી અક્લાએ વ્હાલી થઈ વખણાય—નફ્ટ
ફૂલસરવાસી ગોવરધનનું ગાન જો રૂડું ગાય
સારી શીખામણ સાંભળી પાળે ઝટપટ કલ્યાણ થાય—નફ્ટ

### ભૂંડા માણસનું વર્ણન

બેઠો ભાઈ બુડતો તારોરે એ હાલ

ભુંડો જન ભંગીઆ જેવોરે અકરમીને આંધળો એવોરે
મીઠો એને વિષ્ટાનો કહેવોરે સાચા જન તેને ન સેવોરે

દીકરીઓનાં દામ લઈને મનમાં બહુ મલકાય
કાળાં કરમ કરે કારમાંરે ભાઈ તેને જાણે જગરાય-ભુંડે
માતપિતાનું માન ન રાખે, કરતો કપુત બહુ કેર
પાળી ન આજ્ઞા કહીએ પિતાની ઝીભમાં ઝાઝું ઝેર-ભુંડે
જુગારે ફટકામાં નિત્યેરે કોડે ડહાપણ કરવા જાય
ન્યાયની વાતમાં વેગળો નાસે નીચ કરે અન્યાય-ભુંડો
ભાઈ ભાંડુની ભીડ ન ભાગે ભૂંડાઈમાં ભરપૂર
પાપ કરંતાં પાછુ ન હઠતો ચાડીમાં ચકચુર-ભુંડો
જુઠાં જુઠાં આળ ચડાવે બોલે જુઠા બોલ
નીચા જનોની સોબત તેને તર્ત કરે સૌ તોલ-ભુંડો
લાંચોથી ધન લુંટી ખાવા કોડે છે દહાડોને રાત
ખટપટનો બહુ ખેલ રમે છે અતિ કરે ઉત્પાત-ભુંડો
ભુંડા જનોથી ભંગીયો સારો જળથી અંગ ધોવાય
ભુંડા જનથી કાળજુ ભુંડું કેમ કરી શુદ્ધ થાય-ભુંડો
ખરી બાબતમાં ખારજ રાખે ઢોર જેવા છે ઢંગ
મશ્કરી મેણામાં મૂછો મરડે જાણે કીધો જંગ-ભુંડો
જુઠી જુઠી આશાઓ આપે, વળતીરે વિશ્વાસઘાત
સ્વારથમાં સપડાયો મુરખ કરતો લાતંલાત-ભુંડો
નીચી નારીની શીક્ષા માને રાખે નહિ મરયાદ
દીનાનાથનો ડર રાખે નહી જુઠો વદે છે વાદ-ભુંડો
સાચીરે વાતો કહીએ સુજે નહી અભિમાનમાં અથડાય
કપટીરે કુંડાં કર્મ કરીને બગાડે કોમળ કાય-ભુંડો
નવરો થઈને નિંદા કરતો બાય મુખેથી ગાળ
શાણા જનની શરમ ન રાખે કુલીન ભરતો ફાળ-ભુ
બાપતણું અલ્યા નામજ બોળ્યું ખોઈરે કુળની લાજ
મોઢા ઉપર સાહીરે ચોપડી ફરતો કરે શું આજ-ભુંડો
નકટો નાક વગરનો થઈને નીચને નમવા જાય
માન તજીને માગું ભોસે છે, પાછળથી પસ્તાય-ભુંડો

મમત છોડીને આનજે માફું ચેતીને જરી ચાલ
કાલસરવાસી કહે છે ગોવરધન તતે સુધરશે તાલ-ભું'ડો

## વહેમ તજવા વિશે

ગાડી આવી ગુજરાત અગર કેરી ગાડીરે આવી એ રાગ

વેલી તજો આચાર વહેમની વેલી તજોરે
સાર અસાર વિચાર કરી સદગુણ સજોરે
વહેમ તજી નરનાર પ્રભુજીને ભાવે ભજોરે

### સાખી

ડમ ડમ વાગે ડાકલા ધુણે કરીને ધુત
કહેશે માતા મેલડી જાણો તેતો સરવે તુત-વહેમ
દોરા મંતર ચીઠીઓ જેછે ઠાગ ઢમાળ
સાચું તે સમજો નહી જુઠી જાણો સૌ જંજાળ-વહેમ
જાદુ જગમાં જાણીએ બાજીગરના ખેલ
જુકિત જો કહી આવડે, સાચુ દિલમાં તે લાગશે સ્હેલ-વહેમ
ભૂત ભુતાવળ ઝાંપડાં ઝાઝા ભમતા ઝુંડ
ખડગ ધરો સુધૈર્યનું ખંડ કરજોને આવતું ખંડ-વહેમ
ડાકણ સાકણ ડોળને દીલથી કરજો દૂર
ડાળાં કાપી વહેમનાં જગમાં નિરમૂળ કરજો જરૂર-વહેમ
પવન પાણીના ફેરથી શરીર જો બદલાય
દીલમાં તો દુઃખ ઉપજે કહી કાયરી તે જો થાય કાય-વહેમ
મરચું શીર ઉતારીને અગ્નિમાં હોમાય
તરત તેજ બંધાય છે, લાગી નજર કહે હાય હાય-વહેમ
નજર બાંધતી નાર તે જુઠું જગમાં જાણ
થાળી વાટકી ચોંટતી દખો વાયુતણું રે દખાણ-વહેમ
એ રીતે જગમાં ઘણા વધીઆ વહેમ અપાર
વહેમ તજી પ્રભુને ભજો સુખે જેથી જશે સંસાર-વહેમ

ગોવરધનનું ગાન છે અને ધરશો નરનાર
ચિત્તમાં ચેતી બાળકો રૂડો બિગતે કરીને વિચાર-વહેમ

## સવૈયા અત્રીશા

## આર્ય પ્રજાની ઉત્પત્તિ સ્થિતિ અને કાર્ય

યાર તમે સુવિચાર કરી ધરી ધર્મ અને શુભ ધીરજ ધારો
પ્રીત ધરી પરમેશ્વરની ધરણીપરની ગતિ ઉર ઉતારો
સાહસ ધૈર્ય ધરી શુભ હુન્નર દેશ વિષે ફરી શિખી હજારો
કયમ પ્રગટયા તમે ક્યાંજ જસો તે વિશ્વ વિષે જનમી સુવિચારો
ઇશ્વરને દિન એક સુજ્યું શુભ નેક ધરી ક્રીડા નીજ કરીએ
એમ વિચાર અપાર કરી બ્રહ્માંડ વિષે શુભ જુક્તિ ભરીએ
વાસર અંન પવંન દિશોજ પેસ કરી ધરણી શુભ ધરીએ
ચંદ્ર રવિતણી જ્યોતિ જાતિ ગ્રહની ગતિ તો કરી છે હરીએ
પ્રીત ધરી રૂડી રીત કરી મહીમાંજ વિકાર અનંત ભર્યા છે
ધાતુ ખનીજ ખનીજ પદારથ તે ઉપયોગી અનંત કર્યા છે
રંગ સુરંગ તરંગ કરી વળી છોડ વનસ્પતિના વિચર્યા છે
પ્રાણી કર્યાં પછી પ્રીત ધરી હરીએ સૌના સંતાપ હર્યા છે
ઉદરમાં ઉપજાવી પ્રથમતો જોડ રૂડી નર નાર તણી તે
અંતરમાં શુભ પ્રેમ ધરાય બહુ ભલી ભાતની જાત બણી તે
દ્વેષ થકી બહુ ક્લેશ કરીજ અપાર જુદે જુદે ઠામ ઠરી તે
ભાગ પડયા પછી જાત થઈ વળી જ્ઞાની જને શુભચાર ગણી તે

### કવિત

એક જાત કહી અગ્નિ માતા નામે ઓળખાય
મંત થકી પૂરવેજ ચીનમાં જઈ ઠરી
બીજી જાત બહીસહ નામે તો જણાય ભાઇ
આફ્રિકાની માંહે તેતો વસી વાસને કરી
આ જયપા નામેજ જાત ઇરાન બણીજ ગઈ

સોપા નામેજ જાત હિંદમાં ઉતરી
હિંદુસ્તાનના અનાર્ય હિમાલયવાસી દેવ
દેવથી અનાર્ય તેતો ડીલમાં ગયા ડરી
દયાળુ તે દેવલોક બુધ્ધિવંત દેવલોક
ઋષીઓ છે વેદ, પ્રભુ જેવા તે ગણાયા છે
ધીમે ધીમે હિંદુસ્તાન દ્વિપકલ્પ આવીઆતે
અનાર્ય નસાડી પાતે, શ્રેષ્ટ તે અનાયા છે
ધરી નાતિ નેક ટેક છેક કદી મૂકયા નહિ
ઉતંપ ઠમાંતો ચારે તરફે ફેલાયા છે
સુદ્ર જે અનાર્યનેતો પહાડમાં નશાડી મુકયા
કરી ઉંચાં કામ બ્રહ્મ ઉંચમાં ગણાયા છે
ત્યારપછી ત્રણ જાત આર્યની ગણાઈ ભાઇ
વિપ્ર ક્ષત્રી વૈશ્ય દ્વીજ નામે ઓળખાય છે
દેખાડીને શુર ક્ષત્રી શત્રુને નસાડે સહુ
વિધામાં પ્રવીણ વીપ્ર વર્ગમાં ગણાય છે
ખેતી અને વેપારથી સર્વનું પોષણ કરે
વણજ કરેતે વૈશ્ય શ્રેષ્ટ વખણાય છે
દાસ નાકરે છે પોતે દેવજેવા પુરૂષોનું
તેનું નામ સુદ્રતુચ્છ ઉરમાં ગણાય છે
વીપ્રતણા વડે આતો અતિશે જ્ઞાનીગણાય
આગળની સ્થિતિ જેણે વેદ મધ્ય નોંધી છે
ધર્મને સંગીત શાસ્ત્ર વૈદકની વિદ્યા માટી
જ્યોતિષની વિદ્યા જેણે પ્રથમથી શોધી છે
વેદને પુરાણ શાસ્ત્ર વળી જે આશ્રમધર્મ
સ્મૃતિ ઉપની સહ તો રૂડાં સહબોધી છે
શબ્દ કોષ કાવ્ય ગ્રંથ નાટકો ને પંચતંત્ર
વૈયાકરણે સંસ્કૃત ભાષાને શુભ સાધી છે
વેદ અને શાસ્ત્ર સર્વે, જ્ઞાનનો ભંડારભાઈ
જુઠું જાણે તેતો રે જરૂર જખમારે છે

તત્વનો તપાસ કરી મહુછે મ.ખણુ જોઈ
ખોટી છાશ મૂકીદેતો તેને શાસ્ત્ર તારે છે.
હોય છે સુબોધ પણ ધારે છે કુબોધભાઈ
કુબોધતો હોય ત્યાંજ સુબોધતો ધારે છે
વદછે ગોવરધન, દીર્ઘદ્રષ્ટિ રાખીએતો
શાસ્ત્રનો સુબોધ તેતો સર્વ ગર્જ સારે છે

## કવિત

## કુગુણનો પણ સદ ઉપયોગ કરે તો લાભ થાય

કુરગુણ તણો જ્યારે સદ ઉપયોગ કરે
ત્યારે કુરગુણ બધા દુઃખ દુર કરે છે.
મીઠા તણો ગાંગડો તો મુખમાં ખરાબ લાગે
શાકમાં સમાન નાખે સ્વાદ કેવો ધરે છે.
નાહાન બાળક આવી જ્યાહરે અનાડ કરે
ક્રોધ દ્રષ્ટિ કરવાથી તર્ત પાછો ફરે છે.
અતિમાની માણસોને ફુલાવો વખાણ કરી
ત્યારે દેવા આપણા વિચાર પાર પડે છે.

## કવિત

## સદગુણનાં નઠારો ઉપયોગ કરે તે મુર્ખ જાણવો

ધાડ આવી પડે ત્યારે યુધ્ધ આદરેજ નહી
શત્રુના સંગ્રામ માંહી ક્ષમા અતિ ધારે છે,
દુરજન સાથે વળી દયા દીલમાંહી રાખે
ઘરમાં નારીની સાથે બહાદુરી ધારે છે
દાતાપણું દાખવે છે નકામું નાણું ઉડાવી
ખરી દેશ કાજ દિલ કદિ ન વિચારે છે
વદેછે ગોવરધન, ચિત્તમાં વિચાર કરી

તેવા જનો મૂર્ખ એમ પંડિત પુકારે છે
માટે તે જરીઆત ધર્મનેજ જાણીજોઇ
ચિતમાં ચેતીને પાપથકી દૂર ચાલવું
કોઇને પીડા નથાય દરશનું કલ્યાણ થાય
સાફ અંતરાણી જગ રૂધ્યે સૌ મ્હાલવું
શાસ્ત્રતો અપાર જોઇ વિચાર કરોને ભાઇ
ઘણું ચિત્ત સત્ય શાસ્ત્રહોય તેમાં ધાલવું
મનરૂપી ઘોડુ તેતો આમતેમ તાણી જાય
સુ નીતિ ચાબુક મારી તેને પાછું વાળવું

### કવિત

### ધર્મનો મહીમા

અરે યાર સારને અસારનો વિચાર કરી
ધારો ઉર ધર્મ અવતાર એળે જાય છે
મતિ રીતી રાખી અને નીતિ નિત્ય ધારો ભાઇ
ધર્મથી કાયાજ પુરી પવિત્ર મનાય છે
આચરણ શુદ્ધ થાય, પ્રભુ પ્રેમને પમાય
અંતઃકરણતે આનંદવાળું થાય છે
માટે ધર્મધારો તમે જગમાં જરૂર જાણી
પ્રભુ પ્રેમપામો એવું, ગોરધન ગાય છે

### કવિત

### પૈશાની જરૂર

આજતો જરૂર જાણી પૂરા પ્રેમથી પ્રમાણી
જગમાં જરૂરીઆત અર્થનેજ જાણીજો
ઉપકારી કામથાય, માજતો અતિમરાય
માટે નાણું જુગમાં કમાઇ ઘેર આણીજો

પંડિત પોબ.ય પણ પૈસાવિના અત્તાખાય
પંચંતો કરે છે પૈસાદારને પ્રમાણ જો
વદેછે ગોવર્ધન, ગુણ અને જ્ઞાનવાન
કુળવાન પૈસાવિના પાપીન વખાણજો

કવિત

ગ્રહસ્થાશ્રમની જરૂર છે

ગ્રહસ્થના ધર્મને બજાવો ભાઈ ભાઈ સહુ
પરણીને નારી ભારી જગે જશ મેળવો
જોગીતો નહિ થશોરે વનમાં જઈ જવળી
મેળવીને નારી શુધ્ધ બુધ્ધિ થકી કેળવો
કામનો વિલાસતો ઉલાસ આણી આદરોને
હેતધરી તેહુનેજ નીજ સાથે હેળવો
વદેછે ગોવરધન તનમન એક કરી
ભલા ભોગ ભોગવીને ભાવરસ ભેળવો

કવિત

મોક્ષવિષે

પ્રભુતણું નામ ભાઇ ભજો સુખે સર્વઠામ
કીર્તીનો કોટકરી જઇએ મોક્ષ ધામમાં
પ્રભુતણા ગુણ ગાઈ, પ્રેમરસ પાઈપાઈ
વડ઼ાલથી વિચરીએજ તેહના વિશ્રામમાં
જાુઓ શાસ્ત્ર પુરાણોના ભેદને તપાસી જુઓ
આત્મજ્ઞાન મેળવીને જઈએરે આરામમાં
વદે ગોવરધન જ્ઞાન ને સમાધી ધરી
શુદ્ધ ચિત્ત મેળવીને સુંદિર શ્યામમાં

## કવિત

### ચારે પુરૂષાર્થની જરૂર છે

પરમ તે પ્રીત ધરે ચાર પુરૂષાર્થોમાં
જગતમાં જુઠ નહિ વાપરે કદા કદા
દિલ દયા ધારી તમે દુરાચાર દુર નાખો
સુખ રૂડુ પામશો તમેજ તે સદા સદા
નમાવીને શીશ જગદીશને જપોજ ભાઈ
ભૂંડી સહુ બીઠ તેતો થાયછે ભદા ભદા
વદેછે ગોવરધન કાર્ય સિધ્ધિ કરો તમે
જે થકી ટળેજ ફૂડી ઉરનીતે આપદા

### હરિગીત છંદ

### સ્વર્ગનું સુખ કોણ પામે

જે જગતમાં તે જનમીને સુસંગમાં રમતો સદા
નીતિ ભક્તિ ધારે નિત્ય જે કુકર્મ કરતો નહિ કદા
વદતોજ મીઠી વાણીને, સદ્દગુણની ધરતા ગદા
તે સ્વર્ગનું સુખ પામશે આવે ન અંગે આપદા
શોધક અને બોધક થશે સુ સાચ દિલમાં રાખશે
વળી ઈશનું કલ્યાણુ જેજન ઉરથીતો ઇચ્છશે
અતિ શ્રેષ્ટ કરતાં કાર્યશુભ જગમાં સુકીર્ત્તી વ્યાપશે
શુભ ગાય ગોવરધન, નક્કી સ્વર્ગમાં તેતો જશે

### હરિગીત છંદ

સુકીર્ત્તી તેતો સ્વર્ગતે અપકીર્ત્તી નર્કજ જાણજો
આકાશમાં નથી સ્વર્ગ સુજન નક્કી મનમાં માનજો
નથી કુંડ નર્કજ ઠામ તે વદીએજ સાચી વાણજો
આ ધર્મ ધરવા માટ બીતી આપી શાસ્ત્ર પ્રમાણજો

માટે તમે સૃજન શાણા કામ ઉત્તમરે કરો
ધારીજ ધીરજ વચન ચિત્તમાં નીતિ નિશ્ચય ધરો
જગમાં સુ કીર્તી વ્યાપશે, તેવાં સુ કાર્યો આદરો
ભાવેજ ગોવરધન સ્મરવે સ્વર્ગમાંતે સંચરો

દોહરો

નર્કમાં કોણ જાય

જગમાં જુઠ વાત કરે જનજે, અપવાદ બુરાજનનો દિલસે
દુષ કામકરે દુરમુકી દયા જન જેહ જુગારી જારીથયા
કદી ધર્મતણું નહિ નામ ધર્યું કદી સત્ય નહિ મુખથી ઉચર્યું
પરમેશ્વરનેજ અપ્રિય થશે, જખમારી બુરા નરકેજ જશે

કવિત

મુક્તિ શુકરવાથી મળે

મુક્તિતો કેમ મળે માનવીને મહી વિષે
ઘણા ઉપવાસ વનવાસ જો કદી કરે
જ્ઞાનનો પ્રકાશ નહિ ઉરમાં ઉજાશ નહિ
જુદી જુદી ભ્રમણાઓનીજ દિલમાં ભરે
કોઈ ભજે કૃષ્ણ અને કોઈ કાળી નાગ પુજે
કોઈ રટે રામ અને કોઈતો હરે હરે
મુડતો મુડાવે અને, બળીદાન આપે કોઈ
કોઈ જન કષ્ટકારી તપનેજ આદરે
શંકર શંકર કરી શીવને સંભારે કોઈ
કોઈ સેવા સાધ્ય અને ત્રિકાળ સંધ્યા કરે
જાત્રાએ જાય અને ગંગાજીમાં ન્હાય કોઈ
દ્વાદશ તીલક અને છાપા કોઈતો કરે
હજાર પ્રકાર તણી ક્રિયા કરે અતિશય

મુક મંડાણુ તેતો કેમકરી ઉતરે
અંતરની શુધ્ધિવિના, ગુણુ અને જ્ઞાનવિના
નિષ્કામ વૃત્તિ વિના, કેમ મોક્ષમાં ઠરે

## કવિત

## અવતાર સફળ કેમ થાય

હુઆરે પધારે થાર ચિન્તમાં વિચાર કરી
સારને અસાર સમજીને ધર્મ ધારજો
તજાને અનીતિ પ્રીતી નીતિ પર રાખી ભાઈ
સરણું જઇને નિત્ય સત્યીને સંભારજો
માફ માગો પાપનીરે, સત્ય અફશોષ કરી
પ્રેમ આંસુ લાવી, ભાવરાખીને ઉચારજો
વદેછે ગોવરધંન, આત્મજ્ઞાન મેળવીને
સફળ સફળ આજે કરો અવતારજો

## કવિત

## ઉપવાશ કરવા વિષે

અકેલું ખકે છ ખહુ કહેલું કરેછે સહુ
કુબુધ્ધિ કઠોર તે મરમ નથી જાણતા
ભૂખે ન રહેવાય અને અતિ આતમા દુખાય
તોયપણ મુઢમતિ માને એજ માનતા
નિંદા તો કરે અપાર નીતિને વિસારી મુકી
ઈષ્ટ તણા ગુણુ કહી ઉરમાં ન આણુતા
વદે છ ગોવરધન મૃત્યુ માગે તેજ દીન
આજ મળે સ્વર્ગ એવું મૂર્ખ તે પ્રમાણુતા
જ્ઞાની જના ચિત્તમાં વિચાર તા કરીને કરે
પૂરો તે પવિત્ર દીન ધર્મ થકી ધારે છે

પ્રભુ પાસે માફ માગે ગુણ અગણિત ગાય
પ્રેમનાં વચન તેતો મુખથી ઉચ્ચારે છે
ધારી પ્રભુ તણો ભય પાપનેતો દૂર મુકે
ભીખ જેવી જાણીને તે કુમતિ વીસારે છે
વદે છે ગોવરધન કરી ઉપયોગ રૂડો
એવી રીતે જ્ઞાની ઉપવાસને આચારે છે

કવિત્ત

ઢોંગ ધારી કરો નહિ વ્રત ને ઉપવાસ વળી
સમજીને કરીએ સદાય સુખદાય છે
થાય શુભ કામ ઠામ ઠામ તો ગવાય નામ
સ્વર્ગતણું સુખ પૂરા પ્રેમથી પમાય છે
શાસ્ત્ર રીત રાખી નહિ ચાલ્યો આડરી પ્રવાહ
સમજીએ ઉલટું તો અતિ દુઃખદાય છે
ગાય છે ગોવરધન થાય છે પરમસુખ
સમજીને ચાલવાથી ઇષ્ટ શુદ્ધ થાય છે

કવિત્ત

વૈદકની રીત વળી જાણો ભાઈ ખાઈ સહુ
નિત્ય નિત્ય જમીએ તો અજીરણ થાય છે
માસના અરધ ભાગે થાય છે પંદર પૂરા
ભૂખ પેટ રહેવું અંત આવું ન કદાય તે
જરૂર જુલાબ લેવો માસ થાય એક પૂરો
અઠવાડીએજ હજામત કરાવાય છે
વદે છે ગોવરધન, નિત્ય મુખ કરો સાફ
અને વેળા ન્હાય તો શરીર શુદ્ધ થાય છે

કવિત્ત

ખ્રીસ્તિ કેરા શાસ્ત્રને તમેજ તો તપાસી જુઓ
રૂડો રવીવાર તેતો પવિત્ર મનાય છે
આઠવારે એક વાર ધંધો કોઈ કરે નહિ

ધરી નીતિ સારી અને પ્રભુ ગુણ ગાય છે
તેમ હિંદુ લોકમાં તો ઇષ્ટને આરાધવાને
એકાદશી એક દીન પવિત્ર મનાય છે
તેમ બીજાં વ્રતનો તો ચિન્તમાં વિચાર કરી
પાળવાથી દીલમાંની હાની દૂર જાય છે
વદે છે ગોવરધન જુઠી વાત હોય કદી
સારો ઉપયોગ તે કર્યાથી સુખ થાય છે

## શક્તિ વિષે

### સ્વાહેલ વિક્રિડિત વૃત્ત

શક્તિની વળી સ્હાય આ જગતમાં જે ને રાસીક હશે
પામે સુખ વિલાસ કષ્ટ જઇને સૌ કાર્ય સિદ્ધિ થશે
જો અંગે નબળાઇ આ જગતમાં સાનેજ આરી જશે
દુઃખીને સહુ ધંધ કીર્તી ધન તો નક્કીજ નાશી જશે
માટે સહુ જન આજ ધર્મ ધરીને આરોગ્ય અંગે થજો
ચાલી સાચ ક્રિયાજ સર્વ વિધિ તે હૈયે સદા રાખજો
મિતાહાર સ્નાન સાધ્ય કરજો ઉદ્યોગ આરાખજો
વ્યાપે જો કદિ રોગ વૈદ્ય શાણા જોઇજ પાસે જજો

### હરિગીત

શ્રી પરમ દેવે શક્તિ ધારી સ્નેહથી સૃષ્ટિ કરી
તે શક્તિને તો દેવી કહીએ દિલમાં ધિરજ ધરી
તેનો નમુનો રાખવાને મૂર્તી પૂજા આદરી
જુદાં જુદાં તે નામ આપ્યાં કલ્પના અતિશે કરી
જે દેવીએ મહીસાંજ માર્યો મહીસો યુધ્ધે કરી
મહીષેશ્વરી તો નામ પાડયું જાણવું જુક્તિ ધરી
ધડ શીશ જુદું પાડયું તેનો અંડી મૂંડી જાણજો
ફરી કલ્પના વિધવિધ નામો આપીઓ ઉર આણજો

લેરે લાગી જેને ભક્તિ કેરી, કુળ ઈકોતેર તારે
સગાં સહોદર સૌને પોહ્ચે, સ્વર્ગ ભોવનમાં ઠારે
આપીને અજવાળું રે, હૈશે સઘળે સંકટ હણી-ભાવધરીને
ભક્તિરૂપી જેને ભોજન મળીયું, ભાવે ન બીજું કાંઈ
સ્વાદ ઘણો તેમાં આવે છે, જાણું અમૃત છે જ્યાંઈ
મહોખાં ચાવ્યાથીરે લાગેરે લાઈ ફુસો ઘણી—ભાવધરીને
મારા મનમાં વસતા પ્રભુજી, આપો અવીચળ વાસ
ગોવરધનનું ગાન સુણીને, સદાય રાખો પાસ
ભક્તિમાં હું ભૂલ્યોરે નહિ તો હીરા કણી—ભાવધરીને

## આત્મજ્ઞાનવિષે

## રાગ ગુજરાતીનો

હો પ્રભુજી સુધરજીરે, અહો મારા પ્રેમીલા પ્રીતમજીરે
સોધ્યું સર્વ ઠેકાણેથીરે, ક્યાંરે તમે સંતાણા
આકાશમાં તમે જઈને ઉભા કે, નહિતો પાતાળમાં પેઠા
અવનીમાં મારી આંખે ન દીઠા ક્યાંરે જઈ તમે બેઠા
મનરૂપી મારી ઘોડી ખેલાવું, ચાબખા મારી ચાર
આંધારે મઠની ચંદી મેલું, હુંતો દહાડામાં દશવાર-હો
પ્રેમધરીને પલાણ કરૂં હું, ચાલેતે ખુંદખુંદ કરતી
ભમતી ભમતી તે ભુલી પડીગઈ, અઘોર જનમાં ફરતી-હો
વાઘ વરૂને બીજાં વનચર આવ્યાં, જોઈ જોઇને ફડફડતી
થાકીથાકી તે લોથ થઈ ગઈ, થોભી રહી થરથરતી-હો
એટલામાં સદગુરજી મળીઆ, પુછ્યું રે ક્યાં જાછ માણી
મારા ઉપરજો વિશ્વાસ હોયતો સાંભળીલે વરવ ણી—હો
બગલમાં છોકરૂં ક્યાંગયું, વાત બની છે એવી
ભ્રમણામાં સૈ ભૂલા પડયાં છે, ભ્રમણા નથી જવીતવી-હો
ગોવરધનનું જ્ઞાન રૂપી તે, હીરા હીરામાં જોલે
સદગુરજીનો સંગ મળેતો તતે અંતરપટ ખોલે-હો

## દુર્ગુણરૂપી ઉનાળો

પદ

અરે આ ભર શિયાળોરે પ્રભુ મને ઉનાળો ભાસે
ઉનાળો ભાસેરે મારૂં તનડું બહુ ત્રાસે
કામ ક્રોધ લોભ મદમત્સરનું, તાપ પાપ બહુ પડતું
અંતરમાં અકળામણ આવે, ચિન્ત ચગડોળે ચડતું. અરે આ
વા વંટોળ ચઢયું છે આજુ ઉડી ધૂળ અપાર
અંધારૂં અજ્ઞાનતણું છે, સુજે નહિ તલભાર–અરે આ
ભ્રમણા રૂપી ભાંગપીઉછું શાન્તિ પડવા સારૂં
કેફ ચઢે જયારે કાયામાં, અવળાં ગોથાં મારૂં–અરે આ
જ્ઞાનરૂપી ગુણીઅલ જળ પીવા પ્યાસે કંઠ સુકાય
જરા વારમાં જો નહિ મળશે, ઝટપટ જીવડો જાય–અરે આ
પ્રભુજી તારે સરણ પડીઓ, પ્રેમીજળનું પાસે
ગોવરધનને જ્ઞાન મળેતો શુદ્ધિ શાન્તિ થાશે–અરે આ

## સવૈયા એકત્રીશાને મળતો

### ભક્તિ મેળવવા માટે દુરાચરણ સાથે યુદ્ધ

ચલો ચાલો ચિત્તમાં ચેતી આજે યુધ્ધે ચઢીએરે
સદબુદ્ધિનું સહઅલઇને દળની પાર ઉતરીએરે
ધર્મતણી તે ઢાલ ભનેરી, આપણ આજે ધરીએરે
કપટી કુડા જંનતણાં તો કાળાં મોઢાં કરીએરે
સદગુરૂને સેનાપતી કરીએ, તે કહેતે અનુસરીએરે
સદ વિચારની સેન્યા લઈએ, દીલમાં કદી નવ ડરીએરે
દુર્ગુણરૂપી શત્રુ દળને દેખી શીદ થરથરીએરે
વહાલા વીરપણું તે ઓળો, કદી ન પાછા ફરીએરે
હીમતને જો હારો વિરા, માન તજીને મરીએરે

શત્રુનો સંહાર કરીને, શત્રાને વશ કરીએરે
શેઠ પણું શત્રોને ફીર પાછા ન ફરીએ જરીએરે
ગોવરધનનું ગાન સુણીને પ્રભુહીરાને હરીએરે
નીર્ભય થઈને રાજી રહીએ, ભવસાગરને તરીએરે

## ઈશ્વર પાસે માગણું

### ઝીણા મારૂજી હારાજી એરાગ

આપો એટલું એ ઈષ્ટ (૨)
કૃપા દ્રષ્ટિ કરી ટાળો બુદ્ધિ કનિષ્ટ
નહિ હૈયાં છોકરાને નહિ ઘરબાર
જ્ઞાનને સંતોષતણો જોઈએ પરીવાર—આપો
નહિરે લક્ષ્મીરે માગુ, નહિરે વિહાર
આઠ પહોર ભક્તિમાં જાય અવતાર—આપો
ગપાટાની વાત નથી જોઈતી લગાર
શોધી શોધી જોયું એમાં નથી કાંઇ સાર - આપો
નથી જ્ઞાન લેઇતુ રે આળરે પંપાળ
દાસનેતો સરણું લેજો, દીનના દયાળ—આપો
જ્યારે મારી બુધ્ધિરે પાપી થઈ જાય
ત્યાર પહેલાં પડજોરે મારી કુળીકાય—આપો
તમારાથી અળગો ન રાખો તલભાર
વદે ગોવરધન, પ્રેમના પોકાર—આપો

## ધોળ—ઢોંગી ભક્તોનો ધિક્કાર

### રાગ પાછળ પ્રમાણે

ભક્તિરૂપી ભોજનોરે, આરોગીએ આજ
દુરજનના દીલડા દિપેરે, દેખી આવેછે દાઝ

ખુણે પેસી કાંન ઓંતરેરે મનમાં હસતોરે જાય
તેમાંરે તારૂં શું વળેરે ક્યાંથી કલ્યાણ થાય
કહ્યા અને ડગ બાજીમાંરે, ઠીક સાધ્યોછે દાવ
ધીક તારા અવતારનેરે નથી ભક્તિમાં ભાવ
મિથ્યાભિમાની જાણતોરે, મારા જેવો ન કોઇ
જયારેરે વેગા વહી જશેરે રહેશે આંખ્યાંએ રોઇ
બાળા ગ્રહીછે હૃદયમાંરે, મનમાં લાળા અપાર
કાળાં કરમ કરે કારમાંરે, આંખે ઓઢયો અંધાર
પશુ પંખી તારે બાપડાંરે, સારાં તુજથી અપાર
ધરતી લાગેછે ધ્રુજવારે, ભર્યો ભૂતળ ભાર
ચેતવું હોયતો ચેતજેરે, સીદ બીતે ભયકાય
ખાસડાં જયારે ખાવાં પડેરે પાપીનું પરતાય
ખેલ સારો સીદ ખોઇએરે, રાખો રૂદીઆમાં રામ
દાસ ગોવરધન દેખતારે, તેતો કરવાનું કામ

## પુસ્તકની પુર્ણાહુતીમાં ઈશ્વરની પ્રાર્થના

### આરતીનો રાગ

જયદેવ જયદેવ જયજય જગત્રાતા (૨)
વંદુ વિશ્વ વીધાતા જય જય પીતુ માતા—જય
જગકરતા સુખ ભરતા હરતા સૌ તાપો (૨)
મંગળ કાર્ય કરીને (૨) અભીવાંન્છીત આપો—જયદેવ
સૌતમ છો કરૂણાનિધિ છો સિદ્ધિ દાતા (૨)
વિશ્વ વીષે વિખ્યાતા (૨) જયજય સુખશાતા—જયદેવ
જશવંતા જગદેવ જુગજીવન સ્વામી
નમન કરૂં નટવરજી (૨) નૈતમ છો નામી—જયદેવ
ભૂચર, ખગચર, જળચર, સર્વે તણા કરતા
તૃષ્ણા સૌની ટાળી ભૂવનેશ્વર ભરતા—જય

અકળકળા તારી છે કળી ન શકે કોઇ (૨)
અદ્‌ભૂત આનંદ પામુ જુક્તિ બહુ જોઈ—જય
ગહન ગતી તારી છે અતી મતી નહી પહોંચે
પાર ન પામ્યા રૂષીઓ અંતરમાં સોચે—જય
એવા તે આદીશ્વર ત્રિભુવનને તારે
બ્રહ્મા, વીષ્ણું, શીવજી, સરવે સંભારે—જય
દેવતણા છો દેવ, અખીલ જગત વ્યાપી
અજરામર અવીકારી પૂરણ પરતાપી—જય
સૃષ્ટીમાં શક્તિ તો પૂરણ પરકાશે
નૌતમ નામ સમરતાં સૌ પ્રશ્ચિંત જાશે-જય
અચળ અને સર્વજ્ઞ ત્રિભુવનનો ત્રાતા
કાતા ધાતા દેવા ગુણીજન સૌ ગાતા-જય
વાદ વદે ખટ શાસ્ત્ર ધુરંધર ધરમો
મુનીઓને મ્હાત્મા પણ સમજે નહી મરમો-જય
એવા છો અવિનાશી ઉત્તમ આકાશી
જાણું જયોતી રૂપ અકળીત ઉલ્લાશી-જય
ઉંચા કે નીચા છો, નાના કે મોટા
કેવુ આપ સ્વરૂપ છો કોના છો જોટા—જય
મુજને તો માલૂમ નથી, અલ્પ મતિ મારી
ઓળખ વિણ હું અરપુ, લેજો સ્વિકારી—જય
નાક લીટી તાણીને, જોઉ તુજ સામુ (૨)
દર્શનની પરસનતા, પણ ક્યાંથી પામુ—જય
તુતો પૂર્ણ પવિત્ર, હીત સૌનું કરતા
આવ્યો છું અપરાધી, ચરણો થરથરતા—જય
નહીં જાણ્યો મેં ધરમ, કરમ કુડાં કીધાં
દુનિયાના દીનજનને, દુખડાં બહુ દીધાં—જય
વ્યભિચારી અવિચારી, ઝાઝો જુગારી
અવળા સૌ મારગમાં, જન્મ ગયો હારી—જય

ફોગટ ભુતળ ભમીયો, શરમ નહિ આવી
બહુ બુરા લોકોએ, બુદ્ધિ બતલાવી—જય
અથડાયો કુટાયો, અસારમાં નિત્યે
કુબંધા દાલતમાં, પ્રપંચમાં પ્રીત—જય
કપટી કાળાં કરમ, પુર્ણ થયો પાપી (૨)
માત પીતા સદ્‌ગુરૂની, આજ્ઞા ઉથાપી—જય
હવે વલેરી મારી, પુરણ પસ્તાઉ
શું મુખ લઈ તુજ પાસે આ વખતે આવું—જય
એવો હું અપરાધી આવ્યો તુજ ચરણે
કૃપા કરી કરૂણાળું રાખોને શરણે—જય
મુજ અપરાધો સામું જરીએ નવ જોશો
બાળક જાણી મારાં સઉ આંસુ લોશો—જય
પાપો કરજો માફ સાફ થઈ માગુ (૨)
પ્રીત પૂરણા નંદ હું પાએ લાગુ—જય
ગોવરધનનું ગાન કાને સઉ ધરશો
શાન્તિ સઘળે આપી સંકટ સઉ હરશો—જય



અકળકળા તારી છે કળી ન શકે કોઇ (૨)
અદભૂત આનંદ પામુ જુક્તિ બહુ જોઇ—જય
ગહન ગતી તારી છે અતી મતી નહી પહોંચે
પાર ન પામ્યા રૂષીઓ અંતરમાં સોચે—જય
એવા તે આદીશ્વર ત્રિભુવનને તારે
બ્રહ્મા, વીષ્ણુ, શીવજી, સરવે સંભારે—જય
દેવતણા છો દેવ, અખીલ જગત વ્યાપી
અજરામર અવીકારી પૂરણ પરતાપી—જય
સૃષ્ટીમાં શક્તિ તો પૂરણ પરકાશે
નોતમ નામ સમરતાં સૌ મશ્કિલ જાશે-જય
અચળ અને સર્વજ્ઞ ત્રેભુવનનો ત્રાતા
દાતા ધાતા દેવા ગુણીજન સૌ ગાતા-જય
વાદ વદે ષટ શાસ્ત્ર ધુરંધર ધરમો
મુનીઓને મ્હાત્મા પણ સમજે નહી મરમો-જય
એવા છો અવિનાશી ઉત્તમ આકાશી
જાણું જ્યોતી રૂપ અકળીત ઉલ્લાશી-જય
ઉંચા કે નીચા છો, નાના કે મોટા
કેવુ આપ સ્વરૂપ છો કોના છો જોટા—જય
મુજને તો માલૂમ નથી, અલ્પ મતિ મારી
ઓળખ વિણ હું અરપુ, લેજો સ્વિકારી—જય
નાક લીટી તાણીને, જોઉ તુજ સામું (૨)
દર્શનની પરસનતા, પણ ક્યાંથી પામુ—જય
તુતો પૂર્ણ પવિત્ર, હીત સૌનું કરતા
આવ્યો હું અપરાધી, ચરણો થરથરતા—જય
નહીં જાણ્યો મેં ધરમ, કરમ કુડાં કીધાં
દુનિયાના દીનજનને, દુખડાં બહુ દીધાં—જય
વ્યભિચારી અવિચારી, આઓ જુગારી
આવળા સૌ મારગમાં, જન્મ ગયો હારી—જય

